શ્રી સદ્ગુરુપતયે નમઃ

ગોકુલજ્ઞાનગણીત પ્રથમ ભૂમિકા

# હૃદયાંજલી

:: રચનાર ::

ભક્ત ગોકુલદાસ નાનજીભાઈ (વેગડ)

અંજાર-કચ્છ.

છપાવી

પ્રસિદ્ધ કરનાર

મોહનલાલ ગોકુલદાસ (વેગડ)

અંજાર-કચ્છ.



વિક્રમ સંવત ૧૯૮૭ ० ઇ. સ. ૧૯૩૦

કિંમત ૮॥ આનો

२५६१०

ॐ श्री राधारमणो विजयतेत राम श्री गणेशाये नमः

# अथः श्रीभावरूप दर्शन (गद्य)

जेना अंतःकरणमां जेवी भावना छे ते भावे ते सर्व रूप देखे छे, ते विषे कह्युं छे के "जेवो आप तेवो जगत" माटे प्रथमथी पोतानो "आप" एटले अंतःकरण तपासवानीज जरूर छे.

यथार्थ विचार [illegible] तेज नथी तेने आ सर्व विपरीत भावनाथी यथार्थ न भास[illegible] विपरीतज भासे छे परंतु तेओ विपरीत भावना अमने थइ छे एम जाणताज नथी, तेथी आ "सर्व खिल्वीद ब्रह्म नान नेह न किंचन" अथवा अस्ती, भाती, प्रीय रूपे परमात्मानुं स्वरूप छे एम तथा "एकोहं बहु श्याम" आ वात तेओनां अंतःकरणमां निश्चयज थती नथी, तेथी तेओ सदा पामर अने विषयीज रहे छे, अने परमात्माने न जाणतां भ्रमणामां भटकयाज करे छे.

केटलाएक विषयीओने दुःख पडवाथी या विशेष सुखनी इच्छाथी, तेओ आर्तु या अर्थार्थी बने छे, परंतु तेओ सकाम भावनाने आधीन होवाथी यथार्थ भावने ग्रहण न करतां विपरीत भावनामां पण परमात्माने संशय भावनाथी देखे छे, तेथी तेओ जीज्ञासु बने छे परंतु तेना उपाय ( दुःखनास अने सुख प्राप्तीनां उपाय ) कर्मकांडथीज शोधे छे, परंतु सतसंग करीने निश्कामभावे कर्म करतां नथी तेथी तेओ विपरीत निश्चयवाळाज रहे छे तेथी तेनी संशय भावनाए बनेली जीज्ञासा तथा सकामीओनो सतसंग

તથા તેઓની આસા તથા કર્મ તથા જ્ઞાન અવિનાશ ફલદાતા ન હોવાથી યા અમોઘ ફલદાતા ન હોવાથી નિષ્ફલજ છે. તેથી તેઓ પણ ભ્રાંતિમાંજ ભ્રમણ કર્યા કરે છે, અને આત્મભાવને પામતાજ નથી.

પરંતુ પામરો યા વિષયીઓ શ્રદ્ધા, વિશ્વાસ પૂર્વક હરિગુરૂ સંતમાં અસુયાનો દોષ ગ્રહણ ન કરતાં, તેઓ અમારૂં ભલુંજ કરશે, આવા નિશ્ચયથી તેને શર્ણું પડે છે–અને જે જીજ્ઞાસા ધારણ કરે છે તે સતસંગદ્વારા તેમાં સતાસત જાણુવાનો વિવેક પ્રગટે છે, તેથી મુમુક્ષુ બની વિપરીત ભાવનાનો ત્યાગ કરી, સંશયભાવનામાં રહેતે છતે પણ ઘણુાકાળનાં સતસંગથી તેને યથાર્થ ભાવના પ્રગટે છેજ.

અદ્રઢ યથાર્થ ભાવના થતાં પણ સંશય ભાવના યા વિપરીત ભાવનાનો અભાવ થતો નથી, તેમ દ્રઢ યથાર્થ ભાવના પરોક્ષપણે થવાથી પણ સંશય ભાવના યા વિપરીત ભાવનાનો અત્યંતાભાવ થતોજ નથી તેથી યથાર્થ ભાવનાનાં યત્નની ઘણીજ જરૂર રહે છે. કારણુ જે કહ્યું છે કે मम माया दुरत्यया वा कर्मणो ग नागाति તેથીજ મહાદેવ, પાર્વતી, નારદ, સંતકુમારાદિ, અશ્વનીકુમારાદિ મહત્ દેવાધીદેવો યા રૂષીઓ જ્ઞાની બનીને પણ ભક્તજ રહે છે, તેથીજ શ્રીમદ્ ભગવત્ ગીતામાં જ્ઞાનીભક્ત શ્રેષ્ટ ગણ્યા છે.

તેઓ દ્રઢ અપરોક્ષ યથાર્થ જ્ઞાનને પ્રાપ્ત થઇને પણ જ્યાં લગી દેહ રહે છે ત્યાં લગી દેહ ભાવનામાં નહિં આવતાં છતાં પણ જ્ઞાનનું અભિમાન ન રાખતાં દાસાન્દાસપણે યા યથોચ્ચિત્તભાવે એટલે પૂન્યવંતો તરફ કૃપાસિંધુપણે યાતો મુદીતાભાવે, મહાદૃષ્ટ ખળ અધમ સ્વભાવે વર્તનારાઓ તરફ ભયંકરપણે યાતો ઉપેક્ષાભાવે, તેમજ

સુખી તરફ ગુરૂભાવે યાતો મિત્ર ભાવેં, તેમ દુઃખી તરફ ઉપકાર ભાવે યાતો કરૂણાભાવે વર્તે છે, અને યથાર્થભાવે સર્વ પોતાનો આત્માજ સમજે છે, અવર કોઇ બન્યુંજ નથી અને બન્યું છે તે મિથ્યા પ્રતીત મૃગતૃષ્ણાનાં જલવત્ યા સીપીં રૂપાવત્ યા ભૂતકાળ વ્યતીત કલ્પના–સ્વપ્નવત્ યા ભવિષ્યકાળની થતી કલ્પના સેખસલ્લીનાં વિચારવત્ યા વર્તમાનમાં દ્રષ્યાદ્રષ્ય કલ્પના, ગાંધર્વનગર યાતો બાજીગરનાં ખેલવત્ નિરખી મિથ્યાજ માને છે અને એક પોતે અકૃત્રીમ આત્મ ભરપૂર નિરાકાર નિર્લેપ સચ્ચિદાનંદ ઘન પુર્ણ પરમાત્મ નિજસ્વરૂપમાં મગ્ન રહે છે, અને વંધાપુત્ર–શશશ્રંગ–નભપુષ્પવત્ કશુંએ બન્યુંજ નથી એમ સમજીને અત્યંત નિવૃતીમાં રહે છે, અને કર્તા છતાં અકર્તા–ભોકતા છતાં અભોકતા અત્યંત નિરાભિમાન પદમાં ગરકાવજ રહે છે, અને સર્વ સ્વરૂપ પોતાથી ભિન્ન ન હોવાથી સર્વમાં સુદ્ધ ભાવના એટલે આત્મભાવ પ્રગટ હરિ, ગુરૂ સંત રૂપેં સદા સગુણભાવમાં પ્રગટ રહે છે, અને ચરીત્રો એવાં કરે છે કે જેથી સર્વનો ઓદ્ધારજ થાય.

શ્રી કૃષ્ણ ચરિત્ર તો અત્યંત સુદ્ધ અને સરલ એવું છે કે આત્મભાવમાં લઇ જવા, માનો કે આ જગતમાં સ્પેશીયલ–ફર્સ્ટ ક્લાસ; યાતો ઉર્ધ્વગતિએં પહોંચાડવા અદ્‌ભુત ચમત્કારી વૈમાન પામર–વિષયીઓનાજ ઓદ્ધાર માટે ખાસ શ્રી કૃષ્ણાવતાર છે.

શ્રી કૃષ્ણાવતારમાં પ્રગટી ચરીત્રો ન કર્યાં હોત તો પામરો તથા વિષયીઓનો ઓદ્ધાર કોઇ કાળેં થવાનો બિલકુલ સંભવજ ન હતો, કારણ જે અત્યંત કારૂણીક શ્રી કૃષ્ણાવતારનાં દૈવી ચરિત્ર જાણનારનો નિશ્ચય નિઃસંશય ઓદ્ધાર થાય છેજ, એમાં કંઇ પણ

આશ્ચર્યની વાત છેજ નહીં. તે વિષે શ્રીમદ્ ભગવત્ગીતામા ચોથા અધ્યાયમાં શ્લોક. ૧૪. ૯. ૧૧. ૧૦.

न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥१४॥
जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्वतः
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥९॥
ये यथा मां प्रपद्यंते तांस्तथैव भ जाम्यहं
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥११॥
वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः
बहवो ज्ञानतपसा पूता मद्भाव मागताः ॥१०॥

અર્થ—મને કર્મફલની ઇચ્છા નથી તેથી મને કર્મ લેપાયમાન કરી સકતા નથી એવો નિર્લેપ મને જે જાણે છે, તે કર્મ કરતે છતે પણ કર્મથી બંધાતો નથી. ॥ ૧૪ ॥

અને હે અર્જુન! મારા જન્મ અને કર્મ દીવ્ય છે, નામ પ્રાકૃત મનુષ્યની પેઠે ઉલટી સમજનાં નથી અર્થાત અત્યંત સુલટાં છે એમ જે નિશ્ચય કરીને જાણે છે તે દેહને ત્યાગીને ફરી જન્મ પામતો નથી અર્થાત તે મને પામે છે. ॥ ૯ ॥

વળિ હે પાર્થ, સર્વ મનુષ્યો મારા વર્તવા પ્રમાણેજ વર્તે છે પરંતુ મારા ભાવને જાણીને વર્તનારાઓ મારા ભાવને પામે છે, નામ નિર્વિકાર એટલે ઉર્ધગતીને પામે છે અને મારા ભાવને ન જાણીને વર્તનારાઓ ઉલટી સમજવાળા હોવાથી અભાવને પામે છે, નામ વિકારી ભાવથી અધોગતીને પામે છે અર્થાત જેઓ મને કે

ભાવે ભજે છે તેઓને હું પણ તે ભાવેજ ભજું છું, નામ ફલદાતા બનું છું, ભાવ પ્રમાણે ફલ આપું છું ॥ ૧૧ ॥

અને સત્ય સમજથી અંતઃકરણમાં નિર્મળતા લાવીને સત્યભાવે વર્તનારાઓના મનમાંથી તો સંસારીક રાગ, ભય, અને ક્રોધ નિવૃત થાય છે, અને સર્વત્ર મનેજ દેખીને મારેજ આશ્રય રહે છે. એવા ઘણાંઓ અન્યન ભાવથી મારામાં તલ્લીન થઈ મારા સ્વરૂપ જ્ઞાનરૂપ તપથી પવીત્ર થએલાઓ મારા સત્ય ભાવને એટલે આત્મ સ્વરૂપને પામ્યાં છે. ॥ ૧૦ ॥

ગમે તે રીતથી પ્રભુને અન્યન ભાવે ભજનારાઓ નિસંશય પ્રભુપદને પામ્યા છે. તે વિષે કંઇ પણ શંકા કરવીજ નહીં પરંતુ સુદ્ધ અંતઃકરણથી પ્રભુને ભજવા તેમાં લીન થવું.

પામરો તથા વિષયીઓ સદા સર્વદા નર્કનાંજ અધીકારી છે. તેમનો કોઇપણ કાળે ઓદ્ધાર થવાનો નથી, વળિ આ મહાન ઘોર કળિયુગ આવ્યો છે માટે તેમાં કોઈપણ યથાર્થ જ્ઞાની યા જીજ્ઞાસુ કે અર્થાર્થી યા આર્તુ બનવાનો સંભવજ નથી. પરંતુ મિથ્યાજ્ઞાની જીજ્ઞાસુ અથવા અર્થાર્થી અને આર્તુપણાનાં દંભવેષમાં વર્તનારાઓ, પામર તથા વિષયીઓની તુલનામાં પણ નહીં રહે. માટે-કળિયુગ કેવળ નામ આધારા.

આ કળિયુગમાં તો શું ! પણ ચારે જુગમાં નામનો મહિમા અપરંપાર છે, પરંતુ આ કળિયુગમાં તો પ્રત્યક્ષ ફલદાતા એ એકજ સાધન સત્ય રહ્યું છે. તુલસીકૃતમાં ચોપાઈ.

**चहुं जुग चहुं श्रुति नाम प्रभाऊ।**

**नाम जपत मंगल दिसि दसहू ॥ १ ॥**

આ કળિયુગમાં સર્વ પ્રાણીમાત્ર વિષય લંપટ બનવાનાંજ, માટે તેઓને પણ નામમાં જેમ પ્રીતી બંધાય અને ખરો રસ્તો સૂજે, એટલાજ માટે ખાસ કળિયુગનો કાકો શ્રી કૃષ્ણાવતારજ છે કે જેથી વિષય લંપટો પણ વિષયોમાં પણ શ્રી કૃષ્ણનું આરાધન કરી, અન્યનભાવ ગ્રહણ કરી વિષયોથી મુકત બની સકે, અને ઘણું કરી આત્મભાવમાં પ્રીતીવાન બનેજ. તેઓની રૂચી પ્રમાણેજ તેઓને પોતામાં ભાવ ઉપજાવવા શ્રી કૃષ્ણાવતારનો અભિપ્રાય છે. શ્રી નરસિંહ મેહેતો કહે છે કે.

## પ્રભાતી.

દેવા! ટેવ તુજને પડી દીનપ્રતીપાળવા, કંથ કમળા રહો સંત સામા;
લાડ પાળો તેનો પાડ શ્યો માનીયેં ? હાથ જમણો વળે મુખડામાં; ॥૧॥
કામ ક્ષ્ટેં, કોડેં કૃષ્ણ કહેતી હતી, ગોપીનાં ગોરશ લેઇ પીધાં;
સત્વરીનાં બોરમાં સ્વાદ ઝાઝો ગણ્યો, મુનિતણા વૃંદમાં માન દીધાં. ૨

અહો !!! ખરો વિચાર તો કરો !!! શ્રીકૃષ્ણ પરમાત્માનું ચરીત્ર કોને તારવામાં સમર્થ નથી? પામર અને વિષયીઓને પણ અત્યંત અનુકૂળ થઇ, વિકાર ભાવના તજાવી, પોતામાં ભાવ પ્રગટાવે છે, તો પછી મુમુક્ષુ અને મુક્ત એટલે વિષયોથી વિરક્ત બનેલાઓને, તે ચરીત્ર શો લાભ આપવામાં કૃપણ બનતું હશે? જ્ઞાનીઓ તથા જીજ્ઞાસુઓની વૃત્તિઓને તો શ્રી કૃષ્ણલીલામૃત એવી તૃપ્ત કરે છે કે નિર્ગુણ શાંતસિંધુ પદમાંથી તેને ઉત્થાન થવાનો સંભવ જ નથી, અને આર્તુઓની તથા અર્થાર્થીઓની વૃત્તિઓને તો શ્રીકૃષ્ણ લીલામૃત એવી તૃપ્ત કરે છે કે તેને સગુણ-પ્રેમ પુરૂષ વિના અવર કાંઇ દેખવામાં જ નથી આવતું.

શ્રી કૃષ્ણચંદ્રની મનોહર મૂર્તિનુ ધ્યાન, અવર સર્વ વિષયોનાં ધ્યાનને સ્હજ ભુલાવી દે એવું છે જ. અને સર્વ વિષયોનું સ્હાયભૂત છે. તેમ શ્રીકૃષ્ણની લાવણ્યતા સર્વ લાવણ્યતાને સ્હેજ તુચ્છ કરી આપે છે, અને સર્વ લાવણ્યતાને પણ સ્હાયભૂત થાયછે. તેમ શ્રીકૃષ્ણની મુરલીનો સ્વર અખંડ વૃત્તિને કાયમ કરવા, કેવી મધુરતાવાળો છે કે જેનું સ્મરણ કરતાં જ, સર્વ કૃત્રીમ વાજીંત્રોના સ્વરને નહિ જેવાં કરી આપે છે, અને સર્વ વાજીંત્રોને પણ સ્હાયભૂત થાય છે, શ્રીકૃષ્ણ કરૂણાનિધાનનું દાસાન્દાસપણું નિરાભિમાનપણે એટલું તો પ્રેમ પ્રગટાવનારૂં થાય છે કે શ્રીકૃષ્ણ એવું નામ સાંભળતાં જ પ્રેમનાં આવેશથી ભક્ત લોકોના હૃદય એટલાં તો ભેદાઇ જાય છે કે તેમાં દેહભાન સ્હેજે ભૂલી જવાય છે.—અને શ્રીકૃષ્ણ પરમાત્માનો પ્રગટ પ્રેમ એટલો તો અસરકારક છે કે અંતઃકરણ પ્રવિભુત થયા વિના રહેતું જ નથી.

ખરો પ્રેમભાવ પ્રગટાવી, અવર સર્વ ભાન સ્હેજ ભુલાવનારૂં એવું શ્રીકૃષ્ણચંદ્રનું ચરીત્ર જેણે જાણ્યું નથી, તે સદા સુખસાગરથી વિમૂખ, દુઃખ દરિયાનો ખરો અધીકારી છે જ.

શ્રીકૃષ્ણ ચરીત્રમાં પ્રેમ લાવતાં જ તરત પામરો તથા વિષયીઓનું મન વિષયમાંથી છુટી જાય છે જ. શ્રી નરસિંહ મહેતાજી કહે છે કેઃ—

## પ્રભાતી.

દેવા! મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદસું. કરમનાં જીવ તે મરમ બોલે;
ધર્મ ધોરિંધરા તુજને જાણ્યા વિના, રત્ન ગુંજા કરે એક તોલે. ॥ ૧ ॥
નિગમ આગમ સુગમ હવો ગોપિને, તેહનો પાર કોઈ નવ જાણે;

રાંમની રૂચી તેને રૂચે નહિં કામનાં, ભૂમિના ભૂત તે ભરમ આણે. ॥૨॥
પણ જ્યાં બ્રહ્મ ત્યાં પરમ આનંદ છે, ન આનંદ ત્યાં આનંદ હોય.
અધોલિયાં લોક તે અસત્વાણી વદે, પુન્યવંત લોક તે પ્રેમ
જોય. ॥ ૩ ॥

સર્વ પ્રાણી માત્રને બંધન કરનાર ફક્ત વિષયો જ છે.શબ્દ, સ્પર્શ, રૂપ; રસ, ગંધ આ પાંચ વિષયની લાલચમાં સર્વ ફસાય છે, તે પંચ વિષયો જ સર્વના અંતઃકરણને ચૈતન્ય ઉન્મૂખત્વ કરી, જડાત્મક બનાવી, ભ્રમણામાં ભમાવે છે. તે વિષયોનો ત્યાગ ખરા વૈરાગ વિના થઈ શકતોજ નથી અને કદિ કોઇ ત્યાગ કરે છે તો પણ અંતરમાં ઘણી જ ઊંડી વાસનાઓ રહે છે તે પૂર્વનાં સંસ્કારથી વિરકતોને પણ જરૂર ભૂલ-થાપમાં નાખ્યા વિના રહેતી જ નથી. બીજાઓની તો વાત જ શી કરવી પણ મહાન્ દેવો-શિવ, બ્રહ્માદિને પણ બહીર દ્રષ્ટમાં વિષયોએ ખેંચી લીધેલા હોય એવું શ્રી વિષ્ણુમાયાનું પ્રબળપણું તેઓએં પણ પ્રેમપૂર્વક સ્વિકાર્યું છે. તેથીજ સર્વ દેવો શ્રીવિષ્ણુજીનાં દાસ થઇ રહ્યા છે, અને શ્રીવિષ્ણુજીનો તો સ્હેજ સ્વભાવ દાસાન્દાસ છેજ, કારણ જે શુદ્ધ સત્વગુણનું અત્યંત શાંતસિંધુ સ્વરૂપ જ છે.—શ્રીવિષ્ણું-ભકિતથી વિમૂખ થનારને તરતજ વિષયોમાં આશક્તિ થાય છે અને તેનું અંતઃકરણ જડાત્મક-મૂઢ બની મોહપાસમાં બંધાય છે.

જેમ ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ વર્તે છે તે ત્રણે કાળના દેવ, રજોગુણ, તમોગુણ અને સત્વગુણ અનુક્રમે છે, અને તે ત્રણે કાળનાં દેવ બ્રહ્મા, રૂદ્ર અને શ્રી વિશ્ણુ વર્તી રહ્યા છે, તેમાં બ્રહ્મા રજોગુણનાં દેવ હોવાથી ભૂતકાળમાં પુર્જીવવાના અધીકારી છે, અને

તેનું પૂજન ભૂતકાળમાં જ ફલદાતા છે, એટલે કે અજ્ઞાનમાં જ તેનું પૂજન ફલદાતા છે એટલે અવિનાસી ફલદાતા નથી.

એટલે જે સકામભાવે અન્ય દેવોની ઉપાસના કર્મકાંડનું અધીકારી થવું એ વિષય.ઓનું કરેલું પૂજન–સ્વર્ગાદિ લોકનું દાતા છે, એટલે તે વિનાસી જગતમાં જ ભ્રમણ કરાવે છે માટે મિથ્યા છે એટલે બ્રહ્માનું પૂજન અર્થ અને કામની સીદ્ધી આપે છે.

તેમ રૂદ્ર તમોગુણનાં દેવ હોવાથી, ભવિષ્ય કાળમાં પુજાવવાનાં અધીકારી છે અને તેનું પૂજન ભવિષ્યમાંજ ફલદાતા છે, એટલે કે જ્ઞાનમાંજ તેનું પૂજન ફલદાતા છે એટલે અવિનાસી ફલ આપે છે. એટલે કે નિશ્કામભાવે આત્માની ઉપાસનાં એટલે જ્ઞાનકાંડનું અધીકારી થવું એ જ્ઞાનીઓ તથા મુમુક્ષુઓએ કરેલું પૂજન નિર્ગુણ પદમાં સમાવે છે એટલે મોક્ષદાતા છે અને સકામભાવે પામરોએ તથા વિષયીઓએ કરેલું પૂજન વિનાસી ફલદાતા પણ છે એટલે કે ભોગ અર્પે છે. એટલે રૂદ્રનું પૂજન અર્થ, કામ અને મોક્ષની સીદ્ધી આપે છે.

તેમ શ્રી વિષ્ણું સત્વગુણના દેવ હોવાથી વર્તમાનકાળમાં પૂજાવવાનાં અધીકારી છે અને તેનું પૂજન વર્તમાન કાળમાં જ ફલદાતા છે, એટલે કે જ્ઞાનમાં કે અજ્ઞાનમાં પણ તેનું પૂજન ફલદાતા છે એટલે કે અવિનાસી તથા વિનાસી બેય ફલદાતા છે એટલે કે સકામભાવે અથવા નિશ્કામભાવે પરમાત્માની ઉપાસના એટલે ભક્તિકાંડનું અધીકારી થવું–જ્ઞાની, જીજ્ઞાસુ, અર્થાર્થી અને આર્તુઓએ કરેલું પૂજન સગુણમાં અને નિર્ગુણમાં લીન કરે છે એટલે કે ધર્મ, અર્થ કામ અને મોક્ષ ચારે ફલદાતા છે.

પરંતુ ભક્તિકાંડનો રસ અલૌકિક એવો છે કે તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષને ભૂલાવી દે છે, એટલે કે તે ચારે પદાર્થ ભક્તિ પાસે તુચ્છ છે, કારણ જે—જે ચારે ફલનો દાતા–તે પોતે પણ ભક્તિવશ થઇ નાચે છે, તેથી ભક્તિ કરનારાઓ તે ચાર પદાર્થના દાતા પાસેથી ચાર પદાર્થ ન લેતાં, તે દાતાનેજ ભક્તિવશ સમજી ભક્તિ ન છોડતાં, ભક્તિવશ નાચનારને પોતાના અંતઃકરણમાં નચાવે છે તેથી વિષ્ણુંભક્તિનો મહાત્મ્ય અપરંપાર છે.

છપ્પો.

દાસ પાસ હું દીન, નચાવે તેમજ નાચું;
દાસ પાસ હું દીન, જાચક થઇને જાચું;
દાસ પાસ હું દીન, દાસનાં ગુણ નિત ગાઊં;
દાસ પાસ હું દીન, દાસ વેચે(ત્યાં)વેંચાઊં;
જ્યાં સુવે દાસ ત્યાં જાગતો, જાગે ત્યાં ઊભો રહું;
ચાલે ત્યાં આગળ ચાલતો, દાસ મહાતમ્ શું કહું?

દુહો.

મેં ભક્તનકો રનઇઓ, દેઇ શકું નહિં મૂલ;
મુકિત ચારિ દઊં વ્યાજમેં, તોય ન કરે કબૂલ.

છપ્પો.

મેં દાસનકો દાસ, દાસકું સિરપેં રાખું;
મેં દાસનકો દાસ, ઝૂઠ કબુએ નહિં ભાંખું;
મેં દાસનકો દાસ, દાસકે હૃદય સમાઊં;
મેં દાસનકો દાસ, પ્રેમકે પાસ બંધાઊં;
નિત્ નિત્ ગુલામી સંતકી, કરની મેરો કામ હે;
અવતાર સોઈ કારન ધરૂં, અધમોધારણ નામ હે.

છપ્પો.

ભક્તની મરજી વશ, વિવિધ હું વેષ ધરૂં છું;
આપું ભકતને જશ, તેનાં સહુ કામ કરૂં છું;
ભક્તની મરજી વશ, સદા હુંશિયાર રહું છું;
આપું ભક્તને જશ, દોષ ગુણરૂપ ગ્રહું છું;
અવળું કદિક જો ભક્ત કરે, તો સવળું કરનાર હું;
મહા કષ્ટ લહું મુજ શિરપર, વાહાલું ભક્તથકી જ શું ?

મારૂં સગુણસ્વરૂપ અનંત શક્તિવાળું હોવા છતાં, તે ભક્ત લોકોને જ વશ છે.

છપ્પો.

અનંત સૂર્ય સમ તેજ, કહું તો થોડું થાયે;
અનંત ચંદ્ર સમ શિતળ, કહું તો કયમ કહેવાયે;
અનંત ધનદ સમ ધની, કહું તો પણ છે થોડું;
અનંત વાયુ સમ જોર, કહું તો મહિમા છોડું;
છું અનંત તેજ, શીતળ, ધની, જોર મુજ સમ નહિં જકતમાં;
તે સદા હું ભકિતવશ રહૂં, બળ મારૂં સહૂ ભક્તમાં.

આવો અત્યંત ભક્તિનો મહાત્મ છોડી, ધર્મ, અર્થ, કામ અને મોક્ષને ઈચ્છે, એવો કોણ અભાગીયો હોય ? જે ભક્તિ વશ પ્રભુ નિર્ગુણ સ્વરૂપમાં અચળ રહેતાં છતાં પણ સગુણ થઇ નાચ્યાજ કરે છે. ચોપાઈ.

अगुण, अकळ, अलख, अज जोइ
भक्त प्रेमवश सगुण सो होइ;

## દુહો.

**विप्र, धेनु, सुर, संतहित लीन मनुज अवतार;**
**निज इच्छा निरमित तनु माया, गुण, गोपार;**

શીયાવર રામચંદ્રકી જય.

અહો !!! ધન્ય ભક્તિનો મહાત્મ કે, જે ભક્તિવશ સાક્ષાત ભગવાન પ્રેમપાસમાં બંધાઇ, દાસાન્દાસ બની-જેમ મુંડો વાંદરને નચાવે તેમ પરાધીન થઈ-નાચ્યા કરેજ છે.

એવી મહારાણી ભક્તિને જે જાણતોજ નથી તેને તો શું કહીયે શું કહીયે ? ને શુંજ કહીયે ? ગજબ ? ગજબ ? ગજબ ? ? ? હાથમાં સ્હજ, સ્હજ અમુલ્ય લ્હાવનો દાવ સવળો છતાં, સમય ગુમાવનારને પરિણામે શું લાભ મળવાનો ? અત્યંત દુઃખ દરિયોજ.

ભલે દુઃખ દરિયે ડચકાં ખાતાં બાપનાં બાપને રૂવે, તોય કોય આંશુ ન લુવે--આવ્યો અવસર ખુવે તે તો દુઃખદરિયોજ જુવે-પડશે અંધે કુવે તે તો નક્કી જોશે મૂવે-હાલ ગાફલ થઈને સુવે, વળિ પરનાં પાપ ધુવે-પછી બાપનાં બાપને રૂવે, તોય કોય ન આંશુ લુવે. રામ રામ રામ રામ રામ રામ........

સુદ્ધ અંતઃકરણમાં અભાવને રહેવાનો બિલકુલ અવકાશજ નથી-અરે એવી લાંઘણુ પડજો રે લાખ (પણ) માયા ન મેલીયે-સાક્ષાત માયાપતિ ચૈતન્ય પુરૂષ માયાને મેલે ત્યારે માયા અવર કયો આશ્રય પકડીને રહેવાની છે ? અર્થાત્ તેનો નાશ થવાનો જ.—માયાપતિ માયામાં પ્રગટ રહી, માયાને લાડ નહિં લડાવે તો પછી બીજું કોણ લાડથી ખરા કોડ પુરીને ખેલાવનાર છે ?

પ્રભુના બાલકને તો માયા માતા રૂપ જ છે. બ્રહ્મ-સગુણભાવે માતા રૂપ તથા નિર્ગુણભાવે પિતારૂપ દાસને અખંડ સુખદાતા લાડ લડાવેજ છે, પરંતુ ખાસ માયાને અત્યંત લાડ લડાવવા માટેજ નિર્ગુણ સ્વભાવે શ્રીકૃષ્ણરૂપ પિતા અને સગુણસ્વભાવે શ્રી રાધિકાજી રૂપ માતા પોતાનું સગુણ સ્વરૂપ અચળ ધામ બાંધીને જ રહ્યાં છે. અખંડ રાસવિલાસનો ખેલ મચીજ રહ્યો છે.

પ્રભુના અવતારો ખાસ પોતાની માયા માટેજ બનેલા છે. પ્રભુની માયા શકિત સુદ્ધ ભકિતરૂપ ધારી, પ્રભુને જીતી, ભક્તરૂપી બાલકોને જણી, ગોદમાં ખેલાવી રહી છે. તે પાસે નિરાભિમાની પ્રભુ-જેમ નચાવે છે તેમ-નાચેજ છે. એ પ્રભુનો સહજ સ્વભાવ પ્રભુ ભૂલતાજ નથી.

પરંતુ તેનું પ્રતિબીંબ અવળું જ પડે છે તે ભ્રાંતિરૂપ જીવ દશાને પામેલું ફક્ત દર્શાવમાત્રજ છે.

તે જીવાત્મા-મિથ્યાભિમાનીનાં હૃદયમાં, માયાશક્તિ અતિ સબળ વિકાળ-અવિદ્યારૂપે બની, તેને છુંદી છુંદી, છેવટ નર્ક દુઃખોથી ભરેલા ચોર્યાસીના ખાડામાં ધકેલી દે છે. અને તેજ જ્યારે નિરાભિમાની બને છે ત્યારે પોતે પણ તેને ભક્ત ગણી, વિકાળરૂપ તજી ભકિત રૂપ બની ગોદમાં જ ખેલાવે છે, અને આખરે પોતાના અખંડ ધામમાં નિવાસ આપે છે.

એ પ્રભુની માયા સદા ભાવરૂપજ છે. તેને નમ્ર સ્વભાવે અંગીકાર કરનાર જ જીવ-શિવનાં અદ્વૈતપદને પામે છે. અને ભ્રાંતિ-જન્ય અભાવ ભાવરૂપે દર્શાય છે તે મિથ્યા ભ્રાંતિ-અવિદ્યા પ્રભુના સ્વરૂપમાં કોઇ કાળે બનીજ નથી, એવું નિઃસંશય નિશ્ચય કરનાર

જ્ઞાની ભક્ત જ છે. અને દાસાન્દાસને ભાવે રહી, તે દાસોને સંભાળવા બીલકુલ કદી પણ ભૂલતા જ નથી—તેની તે સ્હજ ફરજ જ છે.

પ્રભુ પોતાના દાસનું ચિત્ત, પોતાની અત્યંત ગંભીર લાવણ્યતા ભરેલી પ્રેમદાતા હસમુખી, ઘનશ્યામ, મહા આનંદકારી પ્રતિમાથી સદા પરાધીન જ કરી રાખે છે.

સર્વનાં અંતઃકરણમાં આપ અંતર્યામી રહેલા હોવાથી જ સર્વના ઘટની સ્થીતી જાણે જ છો. કોઇથી પણ મહાન્ સમર્થ પ્રભુ દૂર નથી જ, પરંતુ સગુણ ભક્તિનાં મહાત્મ્યથી જ ચિત્ત આકર્ષે છે,

વેદાંતનો પણ એજ સિદ્ધાંત છે જે ભરપૂર વ્યાપક સચ્ચિદાનંદ અજ્ઞાનનાં વિરોધી નથી—પરંતુ અજ્ઞાનનાંજ સાધક છે. પરંતુ શુદ્ધ અંતઃકરણમાં વૃત્તિ સહિત ચૈતન્ય જ અજ્ઞાનનું વિરોધી છે—અર્થાત્ આત્મવૃતિ સહિત આત્માજ અજ્ઞાનનો નાશ કર્તા છે.

તેથી જ સગુણભાવે ચરિત્રોમાં દાસોનાં મન દ્રવિભૂત કરી, અહંકારનો સહજ પ્રેમ સ્વરૂપમાં લય કરે છે. વિના કષ્ટે ફક્ત ચરિત્રોમાં પ્રેમ લાવતાંજ, સર્વ સાધનોહીનને પણ શ્રીકૃષ્ણલીલ્યા મુક્તિદાતા છે.

ચોપાઇ.

अगुण, अकळ, अलख, अज जोइ,
भक्त प्रेमवश सगुण सो होइ; ॥ १ ॥
राम सदा सेवक रुची राखी,
वेद, पुराण, साधु, सुर साखी. ॥ २ ॥

## દુહા.

તુલસી ખોટે દાસકો, રઘુપતિ રાખત માન;
જ્યું મુરખ ઉપરોહિત હોં, દેત દાન યજમાન. ॥ ૧ ॥
ભક્ત ઓધારણ જબ સુન્યો, તુલસી ભયો મન ભંગ;
અધમ ઓધારન જબ સુન્યો ફુલ્યો મેરો અંગ; ॥ ૨ ॥
જન્મ ધર્યો જે કારને, બેગી કરો સોઇ કાજ;
તરન-તારન ઉરમેં બસો, સુખસિંધો મહારાજ; ॥ ૩ ॥
પર્યો સદા જિવ ભૂલમેં, પણ પ્રભુ કછુ ન ભૂલ;
રીતિ તેરિ યહ દેખિકે, સદા મગન ગોકુલ; ॥ ૪ ॥
શું આનંદના ઓઘમાં, જાણી તુજને ઊર;
દૂર કેમ દેખાય તું, અવિનાશી ભરપૂર; ॥ ૫ ॥
દ્વૈતભાવની દ્રષ્ટિમાં, તદપી ત્હારો દાસ;
સગુણભાવ રમવા ચહે, ચિત્ ચરણની આસ ॥ ૬ ॥
અંતઃકરણ ને ઇંદ્રિ સહુ, સગુણેં લે વિશ્રામ;
સમાય સાંતસિંધુ વિષે, પ્રગટ પ્રેમ ઘનશ્યામ; ॥ ૭ ॥
સબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, પંચવિષય તુજ માંય
પૂર્ણ તૃપ્તિ ત્યાં પામતાં, પછી જાય કહો ક્યાંય; ? ॥ ૮ ॥
વ્યભિચારી સેહેજે ટળે, પામી પૂરણ ભોગ;
એ કારણ ભક્તિ કરે, ભક્ત ચાહે નહિં યોગ; ॥ ૯ ॥
તું યોગેશ્વર વસ સદા, ભક્ત ઊરમાં વાસ;
ત્યાગે નહિં તુજને કદા, અવર ન ઇચ્છે દાસ; ॥ ૧૦ ॥
તુજમાંથી સરવે મળે, બાકી રહે ન કાંઈ;
ગરિબ નિવાજ તું ગરિબની, કેમ ન પકડે બાંઈ ? ॥ ૧૧ ॥

સબળાને સાધન સામટાં, અબળને સાધન એક
ચરણ કમલમાં ચિત ધરે, એજ અબળની ટેક; ॥ ૧૨ ॥
બાંય ગ્રહ્યાની લાજનો, એક દૃઢ વિશ્વાસ;
ત્યાગેજ નહિં પ્રભુ કદી, બને દાસનાં દાસ; ॥ ૧૩ ॥
તે મૂરત તું એક તે, પ્રેમ પુરૂષ અવિનાશ;
સગુણ ધામમાં લીન કર, વિશ્વાશી તવ દાશ; ॥ ૧૪ ॥
વિના કષ્ટ કરૂણા કરી, કરતો તું ઓદ્ધાર;
તુજથી વિમુખ બની ભમે, અધમાધમ ગંમ્વાર; ॥ ૧૫ ॥
કરૂણા નિધિ કરૂણા થકી, સદા સગુણ કરિ ધામ;
કામ અવર કરતો નથી, અધમ ઉદ્ધારણ નામ; ॥ ૧૬ ॥
પ્રેમ પ્રતીમા તાહરી, સદા પ્રસન્ન દ્રવીભૂત;
ગદ ગદ થઇને મોકલ્યા, અજામિલને દૂત; ॥ ૧૭ ॥
પણ પોતાનું રાખતા, દાસ ઉગાર્યાં કાજ;
પણ પોતાનું પરહરો, ધરી દાસની લાજ; ॥ ૧૮ ॥
દાસદોષ દેખોજ નહીં, ગુણગ્રાહી ભગવાન;
ગુણરૂપે ગણિ દોષને, ધરો દાસનું ધ્યાન; ॥ ૧૯ ॥
અજ્ઞાની તવ દાસને, સદા લડાવો લાડ;
નહાનું બાલક માતનો, કહો શું માને પાડ! ॥ ૨૦ ॥
તેમ પ્રથમ નિજ બાળની, સદા કરો સંભાળ;
જ્ઞાનીબાલક રૂપ તવ, સહુને સદા રશાળ; ॥ ૨૧ ॥
બનિ દાસનાં દાસ સદા, પ્રભુ નિભાવો પ્રેમ;
ૐ નમે ભકત પ્રણુશ્યતિ, એજ નક્કી નિજ નેમ; ॥ ૨૨ ॥

## સોરઠા.

બની દાસનાં દાસ ખબડદાર રહિ દાસપર;
આપી અતિ વિશવાસ, દાસ પાસ નાચો સદા; ॥ ૧ ॥
એજ કાજ અવતાર, દાસ નાશ પામેજ ના,
સુખદ ચરીત્ર અપાર, કરતા રંજન જન મન; ॥ ૨ ॥
મુક્તિ ચહે ન દાસ, એ કારણ ભકિત ચહે;
ચરણ કમલમાં વાસ, હૃદય સાંતિસિંધુ ગ્રહે; ॥ ૩ ॥
સરવે સંત સમાજ, નમું આપને પ્રેમથી;
સદા સુધારો કાજ સહજ સ્વભાવ નિજ જાણિને ॥ ૪ ॥
બોલો સીતારામ, સજ્જન સંત સમાજ સહૂ;
ગોકુલ કરે પ્રણામ, વારંવાર નમી નમી; ॥ ૫ ॥



# હૃદયાંજલી

## દોહરા.

નર્ક નજર જેની રહી, તેને સુખ ન ક્યાંહિં
નજર જેની અવિગત થઇ, તે કદિ ન દુઃખમાંહિં ॥ ૧ ॥
રૂપ નજર તે નર્ક છે, અરૂપ નજર આનંદ;
તજી આનંદ નરકે પડે, તેહ બડો મતિમંદ; ॥ ૨ ॥
ઉલટું મન એ જગત છે, સુલટું સગુણી બ્રહ્મ;
સુલટું મોહ મટાડસે, ઉલટું ધરે અધર્મ; ॥ ૩ ॥
સુલટાથી ઉલટું મટે, તેથિ કૃષ્ણ જગ જાણ;
સુલટું સમજે જગ નથી, ઉલટું એ દુઃખખાણ: ॥ ૪ ॥
સુલટું મન શ્રી કૃષ્ણનું, નહીં નર્કમાં વાસ
નર્કઆસ છોડાવતાં, આપે પદ અવિનાસ ॥ ૫ ॥
ઘટઘટમાં શ્રી કૃષ્ણજી, દેખે તે જન કૃષ્ણ
સુલટું મન બદલે નહીં, જેને સવળાં વ્યસન ॥ ૬ ॥
દીનબંધુ દયાસિંધુ, એવાં બ્હાનાં ક્રોડ
એ ઘટઘટમાં દેખતાં, તરત મટે મન દોડ ॥ ૭ ॥
સુભ બ્હાનાં જે મન વરે, કરે અસુભને દૂર
તે જેનાં ઘટમાં રમે, હું ન, તુંહિ ભરપૂર ॥ ૮ ॥
હું—હુંકી હદ બાંધતો, હુંને સુખ દિન ચાર
તૂં હદ તર્ત તજાવતો, તૂં સુખરૂપ અપાર ॥ ૯ ॥

હું સુખિયો દિન ચાર તે, કરે કમાણી દુઃખ
જન્મ મરણ બહુ ભોગવે, વધે વિષયથી ભૂખ ॥ ૧૦ ॥
સુલટું મન આનંદ લે, ઉલટું મન લે ખેદ
સુલટું ઉલટું મારસે, એ ગોકુલ મુજવેદ ॥૧૧॥
વિષય ભોગી ઉલટું ગણે, પણ જાણે નહિં રોગ
અરોગિ રોગ તજાવતો, નર્કદ્વાર જગ ભોગ ॥ ૧૨ ॥
કૃષ્ણમન નરકે નહીં કૃષ્ણમન તે પ્રેમ
પ્રેમરૂપ આનંદથી, ટાળે જગનો વ્હેમ ॥ ૧૩ ॥
કૃષ્ણ જુવો નિજ ઘટ વિષે, વિષય નજર તો જાય
વિષય નજર એ વ્હેમને તજતાં સત્ય જણાય ॥ ૧૪ ॥
સત્ય વિના સાંતિ નહિં, સત્ય કૃષ્ણ અવિનાસ
અવિગત ઘટઘટ જાણતાં, ક્યાંઈ ન રહે કચાસ ॥ ૧૫ ॥
એ અવિગત તુજ અંગમાં, જાણે હુંપદ જાય
હું-મારૂં દુઃખગ્રાક× તે હરિમાં તર્ત સમાય ॥ ૧૬ ॥
આસ એક અવિનાસની, અવર આસ દુઃખકાર
માટે જગ દુઃખ જાણતાં, હરિ રસમાં મન માર ॥ ૧૭ ॥
પ્રભુ મહિમા જાણ્યા વિના, મમતા તજે ન મન
વિશ્વાસ નહિં વાલમનો, ગુંજે હુંપદ જન ॥ ૧૮ ॥
અનહદ જોર હરિ તણું, તેનો નહિં વિશ્વાસ
હું-મારાનું જોર શું? તેમાં બાંધી આસ ॥ ૧૯ ॥

× દુઃખગ્રાક ( દુઃખનો ગ્રાહક )

નાસ વસ્તુમાં આસ તે, કરી સકે શું જોર ?
તુજમાં જેનું જોર છે, તેનો તું છો ચોર ॥ ૨૦ ॥
પલક એકમાં ચોરને, પકડી કીધો કેદ
ચોર્યાસીમાં પુરીયો, મટે નહીં મન ખેદ ॥ ૨૧ ॥
કાઢયો તુજને કેદથી, તજ તું તારૂં જોર
જોર જાણ અવિનાસનું, તું નહિં, નંદ કિશોર ॥ ૨૨ ॥
આસા નહિં આ જકતંની, આસ એજ બંધન
આસા સરવ તજાવતો, રહી ઘટમાં રંજન ॥ ૨૩ ॥
જાળવવા જગ લાજ તું, થયો જગતનો ચોર
જગત લાજ તેણે તજી, જેને હરિનું જોર. ॥ ૨૪ ॥
જો જગની આશા તજે, તો જગ સરવે દાસ,
જો જગની આશા કરે, તો નકકી નરકે વાસ; ॥ ૨૫ ॥
માયાની આશા કરે, તો દે માયા દુઃખ,
માયાની આશા તજે (તો) દાસી થઇ દે સુખ; ॥ ૨૬ ॥
જે સુખની આશા તજે, તેને સુખ અપાર,
જો સુખની આશા કરે, તો અનહદ દુખ ધાર; ॥ ૨૭ ॥
બાપ તેજ બેટા કર્યો, બેટા તે ભરથાર,
એ પદ જે નિશ્ચય કરે, તે પદની હું નાર; ॥ ૨૮ ॥
જે આશા મારી કરે, તેનો નરકે વાસ,
જે આશા મારી તજે, તે પોતે અવિનાશ; ॥ ૨૯ ॥

જે આશા મારી તજે, તેનાં ચાંપું પાય,
જે આશા મારી કરે, તે જન નરકે જાય; ॥ ૩૦ ॥
જે જન મુજપતિને ભજે, તે જન મારાં બાળ;
જે જન મુજ પતિને તજે, તે જનની હું કાળ; ॥ ૩૧ ॥
મુજ પતિનાં જે દાસ છે, તેની હું છું માત,×
બહુ સુખ આપું બાળને કેળવી કરૂં વિખ્યાત; ॥ ૩૨ ॥
કદિ ન દુઃખ દઉં દાસને, બહુ જ લડાવું લાડ,
બાળકને સંભાળવા, એમાં શું મુજ પાડ ? ॥ ૩૩ ॥
સેવી પતિ બાળક કર્યા, થઇ બાળકની દાસ
બાળક દુઃખી તો હું દુખી, એવી થઇ મીઠાશ; ॥ ૩૪ ॥
જે વપુથી બાળક જણ્યાં, તે વપુ બાળક સાથ,
તજી વિકાર રમાડિયું, જેમ રમાડું નાથ; ॥ ૩૫ ॥
લાજ બાળની શું ધરૂં ? કરૂં તો મણું ન બાળ,
પણ બાળક મોટા થતાં, પરણાવું તત્કાળ, ॥ ૩૬ ॥
બહુ બહુ વહુને* કેળવું, મુજ ગુણ આપું સર્વ,
રાજ અપાવું બાળને, તજી–તજાવી ગર્વ; ॥ ૩૭ ॥
સગુણરૂપ ધરિને રમે, લે નિરગુણનું સુખ,
રાજ થાય શ્રીરામનું, રંચક રહે ન દુઃખ; ॥ ૩૮ ॥

× આદ્યશક્તિ (મુક્તિ–માયા)

* સુબુદ્ધિ (ભક્તિ. નિવૃત્તિ, ધીરજ.)

કુંવર થઇ રાજા થયો, માત-તાતની મહેર,
(જો) જોર-જુલમથી રાજી છે,(તો) વધે બાપથી વેર, ॥૩૯॥
કાઢી મૂકે વન+ વિષે, ફરી ન આપે રાજ;
પામે દુઃખ તજી રાજને; નહિં કોડિની લાજ; ॥ ૪૦ ॥
બ્રહ્મજ્ઞાની કળિયુગમાં; કરે રામથી વેર,
ગરીબી ગ્રહી ગુણ નવ ગ્રહે, જાય અવિદ્યા વેર; ॥ ૪૧ ॥
જોર તજી હું-પદ તણું, જાણ હરિનું જોર;
શક્તિ ધરી તુજ શરીરમાં, રમશે નંદકિશોર; ॥ ૪૨ ॥
અનહદ શક્તિ કૃષ્ણની, તેને ઉરમાં ધાર,
જોર વધે જગદીશનું, ભજ તો હું-પદ હાર; ॥ ૪૩ ॥
હું-પદ શોધ્યું નવ મળે, તો તું હરિ હજુર,
તને ભજ તેને ભજે, તો અલેપ ભરપૂર; ॥ ૪૪ ॥
જ્ઞાની પડશે નરકમાં, કળિયુગને ભજનાર,
અજ્ઞાની સ્વર્ગે જશે, કરી ધર્મ પર પ્યાર; ॥ ૪૫ ॥
હરિજન હરિનું રૂપ છે, જેનો શુદ્ધ વિચાર,
દાસપણું કદિ નહિં તજે, હૃદય કૃષ્ણ રમનાર ॥ ૪૬ ॥
બેઠા હરિજન ગાય જ્યાં, ત્યાં ઉભો રહેનાર,
ઉભા થઈ જ્યાં ગાય ત્યાં, કૃષ્ણ નૃત્ય કરનાર; ॥ ૪૭ ॥

+ ચોર્યાસીલાખ યોનિમાં.

શરીર વિના વાંસે ફરે, પાય દાસને પ્રેમ
દયાસિંધુ સંભાળતો, સંભાળે "મા" જેમ; ॥ ૪૮ ॥
તન-મન-ધન જે દાસનું, તેનો ભોક્તા આપ,
રહી દાસના ઊરમાં, દે હુંપદને તાપ; ॥ ૪૯ ॥
દાસ થાય સંસારમાં, તે જીત્યો સંસાર,
પ્રથમજ જે લે બ્રહ્મપદ, તે નિશ્ચય પડનાર; ॥ ૫૦ ॥
દાસપણું જન જે તજે, તે જનને ધિઃક્કાર,
બ્રહ્મપદથી હુંપદ ધરે, તેનો પાપ વિચાર; ॥ ૫૧ ॥
હુંપદમાં બહુ હાણ છે, એમ જાણે જે જન,
તે હુંપદને ત્યાગશે, થશે આત્મત્રિભુવન; ॥ ૫૨ ॥
મનની જીતે જીત છે, મનની હારે હાર,
માટે મનને જીતવા, કરવો શુદ્ધ વિચાર; ॥ ૫૩ ॥
જે કહું તે જુઠું પડે, એવું એનું રૂપ,
આશા કરતાં આથડયો, તજતાં ત્રિભુવન ભૂપ; ॥ ૫૪ ॥
શુભગુણ ધારીને રહ્યા, તેથી નવ લેપાય,
એ પણ દાસ ઉગારવા, ભ્રાંતિરૂપ જણાય; ॥ ૫૫ ॥
એ ભ્રાંતિને જાણતાં, જુઠી ભ્રાંતિ જાય,
એ ભ્રાંતિ જાણ્યા વિના, જગ ભ્રાંતે ભટકાય; ॥ ૫૬ ॥
જગભ્રાંતિ દુઃખરૂપ છે, હરિભ્રાંતિ સુખરૂપ,
જે અનહદ પદમાં રમે, સદા રહ્યા તે ચુપ; ॥ ૫૭ ॥

ભૂલ હોય તે ભાંગવી, નહિં તે શું ભંગાય ?
માટે હરિને સેવતાં, આનંદ અનહદ થાય; ॥ ૫૮ ॥
સાવ ખોટી ભ્રાંતિ "હું પદ" અતિશય દુઃખ દાતાર
નાશ વસ્તુમાં સુખ ગણે, પણ નહિં દુઃખ જોનાર, ॥૫૯॥
પીડે પાપ હુંપદને, પાપ રૂપ જ હુંપદ,
નડે શત્રુ સહુ પાપને, તોય તજે નહિં મદ; ॥ ૬૦ ॥
જન્મ-મરણ છે પાપને, હુંપદ મોટું પાપ,
ત્રિવિધિતાપ તપે સદા, તોય તજે નહિં આપ: ॥૬૧॥
સહુ દબાવે "હુંપદ" ને કામ-ક્રોધ-મદ લોભ,
દયા તજી દુઃખ આપશે, કરશે માયા ક્ષોભ; ॥ ૬૨ ॥
બાંધ્યો તે છુટયો નથી, છુટયો છે નહિં બંધ,
સગુણી બેય તુજ શરીરમાં, તેમાં હું-પદ અંધ: ॥૬૩॥
હું પદ છે કાયર ઘણું, કહો તેથી શું થાય ?
શક્તિ શું જડ વસ્તુમાં, જડ "હું" જીવ ગણાય ॥ ૬૪ ॥
જડ વસ્તુ છે જુદી સદા, તે પણ ભ્રાંતિરૂપ,
તેમાં હુંપદ તેં કર્યું, ગણ્યો ન આત્મ અનૂપ; ॥ ૬૫ ॥
શુરવીર હું-પદ થયું, દુષ્કૃત કરવા કાજ,
સુકૃતમાં કાયર થયું, રાખી જુઠી દાઝ: ॥ ૬૬ ॥
શૂરવીર શ્રીરામ છે, કરવા સુકૃત કાજ,
દુષ્કૃતિ દુષ્ટ દબાવીને, કરે ધર્મનું રાજ; ॥ ૬૭ ॥

અણુઅણુમાં શક્તિ ધરી, હરિ રહ્યા ભરપૂર,
નૂર વધારે નામનું, રહ્યા ભક્તને ઊર; ॥ ૬૮ ॥
દુષ્ટ કદી દેખે નહીં, કરે પાપ ગણી દૂર,
દાસ હૃદયમાં દેખતો કાપે પાપ હજુર; ॥ ૬૯ ॥
પલક પરો નહિં દાસથી, દાસ તણો એ દાસ,
શક્તિ ધરીને શોભતો, ભક્ત હૃદય અવિનાશ; ॥ ૭૦ ॥
દાસ તણાં દર્શન તણો, ભૂખ્યો મારો નાથ,
અવર આશ સરવે તજી, રહ્યા ભક્તને સાથ; ॥ ૭૧ ॥
સદા અકામી ઈશ તે, કામી મારે ઉર,
અસુર દુષ્ટ સંહારવા, ગમ્યો ગોકુળે ક્રૂર; ॥ ૭૨ ॥
કાં મારૂં, કાં હું મરૂં, કરૂં અજ્ઞાની જોર,
પાછી પેની નહિં ભરૂં, ધરૂં શ્રી નંદકિશોર; ॥ ૭૩ ॥
એવી હિમ્મત જે કરે, પામે તે જન મોક્ષ,
હરિ સનમુખ રહીને મરે, લે હરિપદ અપરોક્ષ; ॥ ૭૪ ॥
રોમેં રોમેં કૃષ્ણજી, રોમેં રોમેં રામ,
હણે હાથથી શ્રીહરિ, પામે પદ નિષ્કામ; ॥ ૭૫ ॥
શું ન થાય શ્રી રામથી ? કહો શું હુંથી થાય ?
સર્વ અગમ છે જીવને, શિવથી સુગમ જણાય; ॥ ૭૬ ॥
રામ જોર જેને હૃદય, દિન દિન વધતું જાય,
જગ્તજોર ત્યાં શું કરે ? માયા દાસી થાય; ॥ ૭૭ ॥

હુંપદનો હણનાર, ને સુકૃતનો કરનાર,
રામ રમે તુજ હૃદયમાં, અવિચળ સુખ દાતાર; ॥૭૮॥
જોર ભક્તમાં રામનું, અનહદ રહે હમ્મેશ,
પણ પ્રગટે હું પદ વધે, તો દુઃખ પામે બેશ; ॥૭૯॥
હું—પદ સાવ હણ્યા પછી, રોમે રોમે રામ,
સગુણી અગુણી એજ છે, પોતે પૂરણ કામ; ॥૮૦॥
તું ભજનારો હુંજ છું, હું ભજનારો તુંજ,
એકરૂપ હું તું થયો, ત્યારે અવિગત હુંજ; ॥૮૧॥
હું કર્ત્તા, દુઃખરૂપ છે, તું કર્ત્તા, સુખ રૂપ,
"હું જોરે" હું રંક છુ, "તું જોરે" હું ભૂપ; ॥૮૨॥
તુજ જોર મુજમાં ગણ્યું, ઘણું ઘણું વધીયું જોર,
મુજ જોર તુજમાં ગણ્યું, તેથી તારો ચોર; ॥૮૩॥
જય રામ સખિ ગોકૂળમાં, પ્રગટ બતાવ્યું રૂપ;
કીડીમાં બ્રહ્માંડ કોડ, ધારી રહ્યો અનૂપ; ॥૮૪॥
નમન કરૂં તો હું નહીં, નમન કરૂં તો તુંજ;
રસ શક્યો નહિં જીરવી, બક—બક કરતો હુંજ; ॥૮૫॥
નરસૈયો ગોકૂળમાં, જાણે તારો ભેદ.
પિંડ ન પેખ્યું પ્રેમમાં, જુઠા જાણ્યા વેદ; ॥૮૬॥
પ્રેમ વિના સાધુ પાંપરાં, હું પદને ધરનાર.
પ્રેમપિયુ નિજ પિંડમાં, પેખે પ્યારી નાર; ॥૮૭॥

પતિવૃતાના પ્રેમથી, કરે પિયુજી પ્યાર.
રમે રમાડે હોંશથી, હું પદ માની હાર; ॥૮૮॥
ઘરધણીનું ઘર જાણીયું, સોંપી ધણીને દેહ.
જગ જોતાં પરણી પીયું, મમત કરે શું તેહ? ॥૮૯॥
મમત કરે તો એટલી, પિયુ સુખી કેમ થાય?
મહિમા પિયુનો પેખતાં, હુંપદ હારી જાય; ॥૯૦॥
પિયુને દુ;ખ જો થાય તો, મરે પિયુને કાજ
પલક ન રહે પિયૂ વિના, એ ભવજળમાં જહાજ. ॥૯૧॥
કદિ ન થાય પિયૂ દુખી, પણ પરિક્ષા લેનાર
દુઃખ દઇ પાકી કરે, કરે પછી બહુ પ્યાર; ॥૯૨॥
માટે ચેષ્ટામાં રમે, વેશ ધરી ગુરૂ સંત
મહિમા તેનો જાણતાં, આણે દુ:ખનો અંત; ॥૯૩॥
હરિ–ગુરૂને સંત તે, એકજ રૂપે જાણ
પ્રેમ આણ એ વચનમાં, પ્યારા કર નહિં પ્રાણ; ॥૯૪॥
સુખ રૂપને શોધતાં, તને પ્રથમ દુખ થાય
દુ:ખ વિશે સુખ માન તો, દુ:ખ સમૂળું જાય; ॥૯૫॥
દાસ હરિનાં સેવતાં, લક્ષ્મીદાસ ગુલામ;
દાસ લક્ષ્મીનાં સેવતાં, પડશે દુ:ખ તમામ ॥૯૬॥
રીઝયા હરિ-ગુરૂ સંત તો, રીઝયા ચૌદે લોક;
તજે હરિ-ગુરૂ સંતને, તેનું ડહાપણ ફોક ॥૯૭॥

આશ કરી અવિનાશીની, અવર આશ મન છોડ;
હું પદ તજતાં તું હરિ, પૂર દાસનાં કોડ ॥૯૮॥
સુખદાતા હું દૂર નહિં, તોય ન દેખે અંધ,
કુડાં કર્મ કરે સદા, તેથી પામે બંધ ॥૯૯॥
નાશ વસ્તુની આશથી, જે સેવે અવિનાશ,
તે જન મોક્ષ ન પામશે, થાય ન જ્ઞાન પ્રકાશ ॥૧૦૦॥
પૂર્ણ કળાથી કૃષ્ણજી, સદા રહ્યા સહુ ઠામ;
અવર હુંપદથી આથડે, દેખે જન નિશ્કામ ॥૧૦૧॥
પાપી જનને દુર છું, છું ધરમીને પાસ;
અનહદ આનંદ આપવા, દાસ તણો હું દાસ ॥૧૦૨॥
હુંપદ હલકું-નીચ છે, હુંપદ પોતે પાપ;
જન્મ-મરણ ચોર્યાશિમાં, હુંપદ તપતું તાપ ॥૧૦૩॥
મોહ શકિત "હુંપદ" કરી, થયો જીવ કંગાળ;
જીતે શત્રુ સૌ જીવને, કરે પછી બેહાલ ॥૧૦૪॥
વેશ્યા આશ પરની કરે, કદિ ન ગણે ચંડાલ;
દેહ સોંપી કે દુષ્ટને, કરે પૈસાથી વ્હાલ ॥૧૦૫॥
બુદ્ધિ આશ પરની કરે, ફેલાવે જંજાળ;
કુડ-કપટ તાબે થઈ, ખોટી તજે ન ચાલ ॥૧૦૬॥
જીવ થઇ જુઠો રહયો, વહયો વિષયરસ પૂર;
ડુબ્યો જગદરિયા વિષે, દેશ રહયો બહુ દુર ॥૧૦૭॥

રંક થયો હુંપદ થકી, હુંપદ તજ, ભજ રામ;
આસકિત હૃદયે વસે, તો અનહદ સુખ પામ ॥૧૦૮॥
હુંપદ કરતાં જીવ તું, હુંપદ તજતાં રામ;
રમે રામ જો હૃદયમાં, તો તું પૂરણ કામ ॥૧૦૯॥
જેને જશની આશ છે, તેનો અપજશ થાય;
જશ-અપજશ આશા તજી, જશ તેનો વંચાય ॥૧૧૦॥
જશ ન ઇચ્છે સુકૃત કરે, તે છે પુરણ કામ;
જશ અપજશ દેખે નહિં, તે અવિનાશી રામ ॥૧૧૧॥
સુકૃત બહુ છાનું કરે, મન બહુ સગુણ હોય;
જગ નિંદા જેની કરે, કૃષ્ણ દેવ છે સોય ॥૧૧૨॥
જશ ગમે નહિં જેહને, નહિ અવર પર પ્રેમ;
શુભગુણથી શુભગુણ રમે, સંત જગતમાં તેમ; ॥૧૧૩॥
અવિનાશીને ઓળખે, છે તે સાથે પ્રેમ;
નાશ વસ્તુમાં મન નહિં, મુખ દરપણમાં જેમ ॥૧૧૪॥
દુઃખ બડું શું મોતથી? સત્સંગ સમ શું સુખ?
પ્રેમરૂપ કો કૃષ્ણ સમ, કો તૃષ્ણાસમ ભૂખ? ॥૧૧૫॥
શું અવિદ્યા પરનાર સમ? શું પરધન સમ મોહ;
હુંપદથી બડું પાપ શું? શું નિર્દય સમ દ્રોહ; ॥૧૧૬॥
કોણ બંધાણું જીવ સમ? કોણ શિવસમ મુક્ત
અવિગત સમ કો અચળ છે? હરિસમ કો શ્રી યુક્ત? ॥૧૧૭॥

કોણ દુઃખી હુંપદ સમું, સુખી કો બ્રહ્મ સમાન ?
આત્મજ્ઞાન સમ જ્ઞાન શું ? અનજળ સમ શું દાન ? ॥૧૧૮॥
કોણ દયાળુ ગુરૂ સમો ? કોણ ક્રૂરસમ દુષ્ટ ?
કો દુર્બળ વૈરાગી સમ? કોણ મૂઢ સમ પુષ્ટ ? ॥૧૧૯॥
હેતુ કોણહરિ સમો ? કોણ વેરિ મન સમ ?
સગો સંતસમ કોણ છે ? અવિચાર સમ કો જમ ? ॥૧૨૦॥
મોક્ષ મળ્યાસમ લાભ શું ખળસંગથી શું હાણ ?
કઇ નારીયોનિ સમી બડી નરકની ખાણ ? ॥૧૨૧॥
મોટું શું પરમત્માથી ? આત્મથી છોટું શું ?
છોટું મોટું કો નહિં. સર્વ ભ્રાંતિ એ તું ॥૧૨૨॥
જે પર પ્યાર હરિ તણો, તે પર કર તું પ્યાર
તો હરિ તુજ હૃદયે રમે. હુંપદ આને હાર ॥૧૨૩॥
અનહદ જોર હરિ તણું, હૃદય પ્રગટ જો થાય,
હુંપદ હરિ હાથે મરે, રામરાજ્ય વરતાય; ॥૧૨૪॥
હરિનું જોર વધ્યા વિના, હુંપદ દેખે દુઃખ;
મરવું તે વસમું ઘણું; મરણ વિના નહિં સુખ; ॥૧૨૫॥
સૂર મરણ સામે ચઢે, પાછો ભરે ન પાય
મોત દેખી કાયર ડરે, રડે ન રાજ રખાય ॥૧૨૬॥
જીવ મરીને શિવ થશે; કબુલ કરે જો મોત;
તે જગમાં જીવ્યો ભલે, તર્યાં કુટુંબી ગોત ॥૧૨૭॥

પ્રભુની પ્યારી જાનકી બ્રહ્મવિદ્યાનું રૂપ;
મરણ કબુલ્યું નવ તજી, પામ્યો તોજ અનૂપ ॥૧૨૮॥
ન ડરે હરિ-ગુરૂ સંતથી ન ડરે જગથી જેહ,
હરિની ભકિત નહિં તજે, પામે હરિને તેહ ॥૧૨૯॥
શિર સાટે ભકિત કરે, સોંપે શિવને શિશ;
તન મન ધન ગુરૂનું ગણે, તે પામે જુગદીશ ॥૧૩૦॥
ગુપ્ત હરિગુણ મન ગમે, પ્રગટ જગતથી વેર;
ગુપ્ત તણી આશા કરે, જાણે જગને ઝેર; ॥૧૩૧॥
સગુણ જગત શ્રી રામ છે નિરગુણ છે નિષ્કામ;
નિરગુણ વૃત્તિવાળો થઇ, સગુણ અગુણને પામ ॥૧૩૨॥
સગુણ જગત એ ભ્રાંત છે તેથી રાખ્યું વેર,
નિર્ગુણ વૃતિવાળા ગુરૂ, જાણી તેની મ્હેર ॥૧૩૩॥
નિર્ગુણ શિવને આસરે, જગતરૂપ શ્રીરામ
હુંપદ તેમાં રાવણો જેનું ઘટઘટ ધામ ॥૧૩૪॥
સગુણરૂપ નિર્ગુણ ગણ્યું, ગણ્યું સર્વ શિવરૂપ;
શિવરૂપે ત્યારે સમ્યો, જાણ્યું જગત અનૂપ ॥૧૩૫॥
જો વધસે બહુ જ્ઞાન તો, હુંપદ વધે જરૂર:
પણ ભકિત જો નહિં તજો તો દયાળ નહી દુર ॥૧૩૬॥
વધસે સાચી ભકિત તો, ઘટશે હુંપદ જોર;
ગરીબી ગુણ નિશદીન વધે રમશે નંદ કિશોર ॥૧૩૭॥

જ્ઞાન ગરીબી જો વધે, તો તું હરિનું રૂપ;
જ્ઞાન વધે ગરિબી ઘટે, વિષયથી ભવજળ કુપ ॥૧૩૮॥
ગરિબી કદી મ છોડજે મ કરિશ પરની આશ;
હુંપદ કદી કરીશ માં તો તું છો અવિનાશ; ॥૧૩૯॥
સંત વચનને જે તજે, તેનું ભુંડું થાય
સંત સદાય ભલું કહે, પણ ન સત્ય સમજાય, ॥૧૪૦॥
બાપ દુઃખ દે બાળને નકિક કરવા કલ્યાણ
સંત દુઃખ દે દાસને તજવા હુંપદ હાણ; ॥૧૪૧॥
ક્રોધ કરે જો સંત તો ક્રોધ તજાવા કાજ;
લોભ કરે જો સંત તો આપે અવિચળ રાજ ॥૧૪૨॥
દોષ સંતમાં દેખતાં જ્ઞાન ગરીબી જાય;
અવળું મન બહુ આથડે તો મન કાયર* થાય; ॥૧૪૩॥
જીવસકિત કાયર ઘણી, ઘણી શિવસકિત સૂર
શિવ સકિત હુંપદ હણે, રહે અવિનાસી ઊર; ॥૧૪૪॥
જાણે જે અવિનાસિને, તે અવિનાસી રૂપ
તેમાં હુંપદ જે કરે તે છે રાવણ ભૂપ ॥૧૪૫॥
મારૂં હુંપદ હું હણું, અવર હણે નહિં કોય
અવર હણે તે અવર નહિં, તે હું અવિગત હોય ॥૧૪૬॥

* સુભ ગુણમાં (હરિ પામવા.)

હરિ ગુરૂ ને સંત તે, અવિગત રૂપે આપ
તે આવ્યા મુજ અંગમાં, કર્યો પ્રગટ પરતાપ ॥૧૪૭॥
નિર્ગુણ રૂપ મને કર્યો, સગુણ પ્રગટ તે આપ
એમ જાણી હું પદ હણ્યું, હું સુખરૂપ અમાપ ॥૧૪૮॥
હું પદ તજીને હું ચડું, તે હું સગુણી દાસ
હું પદ કરી ચડું તો પડું, પણ ચડાવે અવિનાશ ॥૧૪૯॥
હું પદ તજ તો તું હરિ, હું પદ ભ્રાંતી ભૂલ
રાધા કૃષ્ણ ધરી હૃદય, ભ્રાંતિ તજ ગોકુલ ॥૧૫૦॥
બ્રહ્માંડો ઘડિ ભાંગતાં, મોહ્યું નહિં તુજ મન
તે તું જડ સંગત થકી, રહ્યો જડમાં રંજન ॥૧૫૧॥
જડ સંગત તું જે તજે, આત્મ ભજે જે દેવ
તો પરમાતમ રૂપ તું, જાણી કરે જડ સેવ ॥૧૫૨॥
જડ વસ્તુનાં ભોગી તે, અવિનાસીનાં દાસ
તે અવિનાસી તુંજ છો, કરે તારી સહુ આસ ॥૧૫૩॥
અવિનાસી તું છો સદા, પણ હું પદને માર
તો સુખ સહુ તુજને મળે, કર જે શુદ્ધ વિચાર ॥૧૫૪॥
વધ્યું હું પદ કુવિચારથી, તેથી ભૂલ્યો બ્રહ્મ
સુકૃત અલ્પ સુખથી ગયું, વૃથા ખોયો સહુ શ્રમ ॥૧૫૫॥
નાસ વસ્તુની આસથી, જેવો દુઃખીયો થાશ
આશ તેવી હરિમાં કરી, પામ પ્રેમી અવિનાશ ॥૧૫૬॥

તારૂં ભલું તુંથી થસે, ફક્ત અમે કહેનાર
અવળો માર્ગ તજાવીને, સવળાના દાતાર ॥૧૫૭॥
કહ્યું ન માનો સંતનું, તેથી દુઃખી થનાર
કહો મુખથી સહુ સંતનું, પણ દમડિ ન દેનાર ॥૧૫૮॥
દશમો ભાગ પણ દયો નહિં, સુખથી સોંપો સર્વ
પલમાં પ્રભુ પડતો તજ્યો, કપટે તજ્યો ન ગર્વ ॥૧૫૯॥
સંત ગુરૂનાં ચરણમાં, સાચો લાવો પ્યાર
કપટ તજો ને હર ભજો, તો ન ઉગરતાં વાર ॥૧૬૦॥
જેવું બોલો મુખ થકી, તેવો કરો દ્રઢાવ
પલપલમાં બદલો નહિ, તો પણ સીધું સાવ ॥૧૬૧॥
જશ જેનો ત્રણ લોકમાં તેનો જશ જગ ગાય
તેમાં તું હુંપદ ધરી, હાથેં હળવો થાય ॥૧૬૨॥
જરા પ્રગટ તુજમાં થયો, તો પણ તું ફૂલાય
જીવપણું જો નહિં તજે, તો તું દુઃખીયો થાય ॥૧૬૩॥
જોર જાણ જગદીશનું, તો હરિ હૃદય હજૂર
પૂરણ તો અવિગત રહ્યો, અચળ રૂપ ભરપૂર ॥૧૬૪॥
મુખથી કહે ભરપૂર છે, પણ મનથી બહુ દૂર
જાણે તો સુખ કાં તજે ! ભજે ન કાં નિજઊર ? ॥૧૬૫॥
હું પદને જે મારસે, તે પોતે છે રામ
વાનરનાં ગુણ ગાઇને, પોતે રહ્યા અકામ ॥૧૬૬॥

જશ આશા જેને નહીં, તે છે પૂરણ કામ
જે જશ આપે અવરને, તેને દૈવ ન વામ ॥૧૬૭॥
હનુમાનમાં રામનું, વધ્યું જોર અનહદ
પણ હું પદ ભરતે હણ્યો, ગણ્યો અસુર બળમદ ॥૧૬૮॥
જગત શિવ મુજ બાળ છે, અવિનાસી મુજ કાળ
ભોક્તા મારો થાય તો, હું થાઉં વિકાળ ॥૧૬૯॥
શુદ્ધ સત્વગુણ મુજપતી, ભ્રાંત તણી હું કાળ
સુખ સત્વ ગુણને કરૂં, વાંકો થાય ન વાળ ॥૧૭૦॥
શુદ્ધ રજોગુણ મુજપતી, ભોકતાની હું કાળ
રજોગુણ રઝળાવું હું, ફેલાવું જંજાળ ॥૧૭૧॥
શુદ્ધ તમોગુણ મુજપતી, દુષ્ટ તણી હું કાળ
તમોગુણે દુઃખ આપતી, કરૂં નક્કી સંભાળ ॥૧૭૨॥
ત્રિગુણપતી તે મુજપતી, ત્રિગુણ તણી હું કાળ
હું રમાડું ત્રણ ગુણને, જાણી મારાં બાળ ॥૧૭૩॥
નિર્ગુણપતિ તે મુજપતી, નિર્ગુણ મારો કાળ
નિર્ગુણથી ભરપૂર છું, હું નિર્ગુણની બાળ ॥૧૭૪॥
બ્રહ્મશકિતનાં ખેલને, જાણે અવર ન કોય
જાણે તે નિર્લેપ છે, અવિગત સુખને જોય ॥૧૭૫॥
શકિત ક્રોડ બ્રહ્માંડની, ધરી અણુંમાં જેહ
છે અનંત એક કીટમાં, પણ પ્રગટે નહિં તેહ ॥૧૭૬॥

લોભી સામો લોભ કર, લોભ વધી તો જાય
પણ મન સવળું થાય તો, લોભથી લોભ હણાય ॥૧૭૭॥
ક્રોધી સામો ક્રોધ કર, તો પ્રગટે બહુ લ્હાય
પણ મન સવળું થાય તો, ક્રોધથી ક્રોધ કપાય ॥૧૭૮॥
માની સામું માન કર, તો માની બહુ થાય
પણ મન સવળું થાય તો માનથી માન મુકાય ॥૧૭૯॥
કામી સામો કામ કર કરે કામ તો જોર
પણ મન સવળું થાય તો કામ કામનો ચોર× ॥૧૮૦॥
જ્ઞાની સામું જ્ઞાન ગણ જ્ઞાનરૂપ તો થાય
પણ મન અવળું થાય તો, જ્ઞાન જ્ઞાનથી જાય ॥૧૮૧॥
સવળું મન સવળું કરે, અવળું અવળું જાય
સવળું મન બહુ સુખ કરે, અવળું મન અથડાય ॥૧૮૨॥
સવળું મન શ્રીકૃષ્ણ છે, સવળું મન હરિભક્ત
અવળું મન કળિયૂગ છે, અવળું મન તે જક્ત ॥૧૮૩॥
ભલું તારૂં તુજથી થશે, ભુંડું તુજથી જાણ
સુભ અસુભ વિચારીને, તરત તજી દે હાણ ॥૧૮૪॥
સવળું મન પરમાર્થ છે, અવળું મન તે સ્વાર્થ
સ્વાર્થ દાસ પરમાર્થનો, કર સમજી પરમાર્થ ॥૧૮૫॥

---

× અવિનાશી પદ પામવાનો વિરહ (પ્રેમ)

સવળું મન જેનું થયું, જગ સહુ તેનો દાસ
સવળું મન શ્રી રામનું, ભક્ત હૃદયમાં વાસ ॥૧૮૬॥
સવળું મન તે જ્ઞાન છે, અવળું મન અજ્ઞાન
સવળું મન ગરિબી ગ્રહે, અવળું લે અભિમાન ॥૧૮૭॥
અવળું મન બહુ ક્રૂર છે, સવળું સદા દયાળ
અવળું મન પલળે નહીં, સવળું સદા રસાળ ॥૧૮૮॥
અવળાને અવળું ગમે, બહુ બહુ દોષ ભરાય
સવળાને સવળું ગમે, ગુણનું ગ્રાહક થાય ॥૧૮૯॥
અસમજથી અવળું ભમે, સમજથી સવળું થાય
તે મનને જે વશ કરે, તે શિવરૂપ ગણાય ॥૧૯૦॥
હું પદ ભ્રાંતિ તુજ વિષે, વધે સમજ વિણ રોજ
સમજ ગુરૂજી આપશે, તો થાશે બહુ મોજ ॥૧૯૧॥
ભ્રાંતિરૂપ તું કાં થયો ? ભ્રાંતિ છે દુઃખરૂપ
તજ ભ્રાંતિ તું છો ખરો, ચૌદ ભુવનનો ભૂપ ॥૧૯૨॥
ગજબ જુવો કેવો થયો ! અચરજ જેવી વાત
ચૌદ ભુવનનો જે પતી, થયો જીવની જાત ॥૧૯૩॥
જીવ થઇ દુઃખ પામતો, એ દુઃખનો નહિં પાર
મમતા તોય તજી નહીં, માની નહિં મન હાર ॥૧૯૪॥
કહે જીવ થઈ હું કરૂં, મારો જશ જગ ગાય
બહુ હુંપદ ભ્રાંતિ વધી, મોક્ષ કહિ કયમ થાય ? ॥૧૯૫॥

સમર્યો સરજનહાર ન, મટી ન મનની દોડ
ઘટવા બદલે બહુ વધી, કુંપદ મોટી ખોડ ॥૧૯૬॥
કુંપદ મટવા કારણે, સૂરો જે જન થાય
ભક્તબીજ તો એજ છે, દે નહિં પાછો પાય ॥૧૯૭॥
ગુરૂ ચરણે તન-મન-ધન, તજી તજે અહંકાર
નાસ વસ્તુમાં મન નહીં, તર્યો તેજ સંસાર ॥૧૯૮॥
સૂરવીરને સુગમ છે, છે કાયરને અગમ
સૂરવીર શિવજોર છે. કાયર જીવ અધમ ॥૧૯૯॥
પાછો પાય ભરીશમાં, સ્વાર્થી તજ સહુ જીવ
સ્વારથ વિણ સંભાળ લે, સેવ સંત ગુરૂ શિવ ॥૨૦૦॥
જીવ વિષયસુખ આપસે, તે સુખ છે દુઃખધર
અખંડ સુખ શિવ આપસે, રખે દુઃખે વિસર હર ॥૨૦૧॥
જિવ દુઃખ દે છે કેટલું, દિર્ઘ વિચાર તે કર
શિવ દેછે સુખ કેટલું, દ્રઢાવી તે ઉર ધર ॥૨૦૨॥
તે વિચાર જો તું કરે, ધરે તો શિવપદ મન
અખંડ સુખનાં સ્વાદમાં, બ્રહ્મરસ રહે મગન ॥૨૦૩॥
જે જન હરિરસમાં ગળ્યો, ભળ્યો થયો એક રસ
જૂઠો જશ તે છોડી દે, મળ્યો જગ અવિગત જશ ॥૨૦૪॥
ત્રોટો નહિં હરિને ધરે, અભય અચળ દે રાજ
કુંપદ હઠ એથી કરે, થાય કાળનું ખાજ ॥૨૦૫॥

જીવભરોંસે જે રહે, છેવટ રહે ન લાજ
હરિભરોંસે જો રહે, તોજ કરે હરિ કાજ ॥૨૦૬॥
રામભજનમાં જે રહે, તેને ભજસે રામ
રામકામમાં તું રહે, (તો) રામ કરે તુજ કામ ॥૨૦૭॥
જીવ પણ ગુણ તજે નહીં, તજે હરિ તો કેમ ?
રાખ ભરોંસો રામનો, તો પ્રભુ ન તજે પ્રેમ ॥૨૦૮॥
નર બદલી નારી થઇ, થઈ નારી નરરૂપ
એ નર જે નિશ્ચય કરે, તે છે અચળ અનૂપ ॥૨૦૯॥
નરથી નારી ઊપની, ઉપન્યા નારિથી નર
અવિગત નરનારી વિષે, નરભ્રાંતિ દુઃખધર ॥૨૧૦॥
નારી તે નર આસરે, નર વિણ ગમે ન ધામ
પતિને ભજે પતીવૃતા, પતી તેજ છે રામ ॥૨૧૧॥
નારી નરને નવ ભજે, પણ નર થાય ગુલામ
થાય ઈશકથી આંધળો, તો દુઃખિ બેય તમામ, ॥૨૧૨॥
નર ડુબાવે નારને, પોતે પણ ડુબનાર
ચાટ ચાટ જો બહુ કરે, નરકે બેય જનાર ॥૨૧૩॥
તારે નર નક્કી નારને, જે નહિં વશ થનાર
કામ મુજબ સેવે સદા, મોહ ન પક્ષ લગાર ॥૨૧૪॥
દાસ હૃદયમાં કૃષ્ણજી, પ્રેમરૂપ છે આપ
રોમે રોમે જાગીને, કાપે ભુંપદ પાપ ॥૨૧૫॥

જ્યમ જ્યમ ભક્તિ વધે ઘણી, ત્યમ ત્યમ વધશે પ્રેમ
ખરો પ્રેમ પ્રભુરૂપ છે, હૃદયે ધરે ન કેમ? ॥૨૧૬॥
પ્રેમવિના પ્રગટે નહીં, નિર્ગુણ સગુણ સ્વરૂપ
પ્રેમરૂપ પોતે હરિ, જ્યાં પ્રગટે ત્યાં ભૂપ ॥૨૧૭॥
વેદ પુરાણ કથા ભણે, આપે અનહદ દાન
તપ તીરથ વૃત બહુ કરે, પણ નહિં પ્રેમ સમાન ॥૨૧૮॥
પ્રેમ વિના સહુ પાંપરાં, કરે પેટને કાજ
બડો થઇ પાછો પડે, અભય મળે નહિં રાજ ॥૨૧૯॥
પ્રેમ રૂપ પોતેજ છો, જો હુંપદ તું મેલ
પ્રેમ કરે સહુ તુજ પરે, જો ઘટ પ્રગટે છેલ ॥૨૨૦॥
સહુ મહિપતિનો જે પતી, લોકપતી પણ દાસ
તે પતિની થઈ પ્રેમદા, કર કાં પરની આસ? ॥૨૧૨॥
જેનાપર તુજ પ્રેમ છે, તેનો તુજપર પ્રેમ
પલક પરો તુજથી નથી, દિનકર ને દિન જેમ ॥૨૨૨॥
બ્રહ્મચારી કળિયુગ તે, વ્યભિચારીનો વેષ
દાસતણી પૂંઠે પડી, કલેશ ન રાખે લેશ ॥૨૨૩॥
દયા અનહદ કળિયુગમાં, દેખાડી વૃજરાજ
જો વ્યભિચારિ×ન થાય તો, દાસની ન રહે લાજ ॥૨૨૪॥

× નિર્ગુણમાંથી સગુણ.

જગત વાસના જે કરે, જીવ બુદ્ધિ તે રૂપ
આસ કરે જો કૃષ્ણની, તો હરિ કરે અનૂપ ॥૨૨૫॥
નાસપતી નિશ્ચય કર્યો, તેજ કર્યો અવિનાશ
પોતે તે રૂપેં થઇ. કરિ અવિગતની આસ ॥૨૨૬॥
એક ધણીનાં સુખને, બહુ જાણ્યું સુખરૂપ
બુદ્ધિ મૂર્ખ અતિશય થઈ, જાણ્યું ન દુઃખ અનૂપ ॥૨૨૭॥
પલક એકનાં સુખને, જાણ્યું બહુ દુઃખરૂપ
એજ બુદ્ધિ અવિગત થઈ, જાણ્યું રૂપ અનૂપ ॥૨૨૮॥
સવળી રમતે સુખ ઘણું, અવળી રમતે દુઃખ
સવળી રમતે કૃષ્ણ છે, અવળી રમતે ભૂખ ॥૨૨૯॥
નાસવસ્તુ નિશ્ચય કરી, કર સાધન તે વ્યર્થ
અવિનાસી નિશ્ચય કરે, તે પોતે સમરથ્થ ॥૨૩૦॥
નાસવસ્તુ નિશ્ચય કરી, કરી જગતની આસ
અવિનાસી નિશ્ચય કરે, તો જગ તારો દાસ ॥૨૩૧॥
નાસવસ્તુ નિશ્ચય કરી, દિન દિન ડુબ્યો જાય
અવિનાસી નિશ્ચય કરી, તારનાર જગ થાય ॥૨૩૨॥
નાસવસ્તુ નિશ્ચય કરી, પામ્યો ત્રિવિધિ તાપ
અવિનાસી નિશ્ચય કરી, તાપ દાસનાં કાપ ॥૨૩૩॥
નાસવસ્તુ નિશ્ચય કરી, થયો દુષ્ટનો× દાસ
અવિનાસી નિશ્ચય કરી, કર્યો દુષ્ટનો નાસ ॥૨૩૪॥

× કામ ક્રોધાદિ.

નાસ વસ્તુની આસથી, જગનો થયો ગુલામ
અવિનાસી નિશ્ચય કરે, તો જગ કરે પ્રણામ ॥૨૩૫॥
નાસવસ્તુ નિશ્ચય કરી, બંધન બાંધ્યા હાથ
અવિનાસી નિશ્ચય કરી, છોડયો તેં સહુ સાથ ॥૨૩૬॥
નાસવસ્તુ નિશ્ચય કરી, કર્યો નરકમાં વાસ
અવિનાસી નિશ્ચય કરી, કર્યા મુકત બહુ દાસ ॥૨૩૭॥
નાસવસ્તુ નિશ્ચય કરી, કીધાં અનહદ પાપ
અવિનાસી નિશ્ચય કરી, પાપ સરવનાં કાપ ॥૩૧૪॥
નાસવસ્તુ નિશ્ચય કરી, પડયો ચોર્યાસિ માંય
અવિનાસી નિશ્ચય કરી, પકડ દાસની બાંય ॥૩૧૫॥
નાસવસ્તુ નિશ્ચય કરી, પામ્યો અતિશય કલેશ
અવિનાસી નિશ્ચય કરી, પામ્યો અચળ મહેશ ॥૩૧૬॥
નાસવસ્તુ નિશ્ચય કરી, ખોયો મનખો દાવ
અવિનાસી નિશ્ચય કરી, તાર્યા દુષ્ટી સાવ ॥૩૧૭॥
નાસ વસ્તુ નિશ્ચય કરી, મુત્રદ્વાર થયો વશ્ય
અવિનાસી નિશ્ચય કરી, જાણ્યું ગૂઢ રહસ્ય ॥૨૩૮॥
નાસ વસ્તુ સહુ ભ્રાંત છે, ભ્રાંત જીવ છે દુઃખ
અવિનાસી ભરપૂર છે, અવિગત અવિચળ સુખ ॥૨૩૯॥
મરવું બહુ મુશ્કેલ છે, પણ મરતાં બહુ સુખ
સુખ જાણી દુઃખ જે સહે, તેને કદી ન દુઃખ ॥૨૪૦॥

મરૂં મરૂં સહુ કાં કરો ? તજો નાસની આશ
સિર સાટે ભક્તિ કરો, પછી પોતે અવિનાશ ॥૨૪૧॥
મરૂં મરૂં સહુ કાં કરો ? પોતે છો અવિનાશ
નાસ વસ્તુ ભ્રાંતિ ગણી, તો પછી કોનો ત્રાસ ? ॥૨૪૨॥
મરૂં મરૂં સહુ કાં કરો ? મરનારો નહિં કોઈ
નાસ વસ્તુ પ્યારી કરી, તેથી સમજણ ખોઇ ॥૨૪૩॥
મરૂં મરૂં સહુ કાં કહો ? તજો જીવની ચાલ
મરવું એતો ભ્રાંતિ છે, તમે ભ્રાંતિનાં કાળ ॥૨૪૪॥
મરૂં મરૂં સહુ કાં કહો ? તજો સરવનો પ્યાર
ભજો હરિ ગુરૂ સંતને, માની હુંપદ હાર ॥૨૪૫॥
મરૂં મરૂં સહુ કાં કહો ? કહો ન ખોટા બોલ
જનમ્યા આગળ ભજનમાં, કહો ! કર્યો શું કોલ ? ॥૨૪૬॥
મરૂં મરૂં સહુ કાં કહો ? ભજો હરિ ગુરૂ સંત
ત્યાં કાયર થાશો નહીં, સુખ છે ત્યાંજ અનંત ॥૨૪૭॥
મરૂં મરૂં સહુ કાં કહો ? મરી ન જાણે કોય
એકવાર જન જો મરો, તો ફરિ જનમ ન હોય ॥૨૪૮॥
મરૂં મરૂં જન કાં કરો ? મરો ન જગની રીત
હરો હુંપદ સુખે ફરો, કરો પ્રભુથી પ્રીત ॥૨૪૯॥
મરૂં મરૂં સહુ કાં કરો ? ભરો ન સિરપર ભાર
તો તમને મરવું નથી, જો ન કરો જગપ્યાર ॥૨૫૦॥

મરૂં મરૂં સહુ કાં કહો? રહો ગરીબી માંય
સત્વ ગુણને સેવિને, દોષ ન દેખો ક્યાંય ॥૨૫૧॥
મરૂં મરૂં સહું કાં કહો? ગ્રહો સુભ ગુણ સર્વ
અગુણ સ્વભાવે જો રહો, તો ન થાય કદિ ગર્વ ॥૨૫૨॥
મરૂં મરૂં સહુ કાં કરો? મરો મનથી હુંપદ
મદ મરે પ્રભુ ઉર ધરો, પ્રભુ પ્રતાપી અનહદ ॥૨૫૩॥
મરૂં મરૂં સહુ કાં કહો? નમો સંતને પાય
પ્રભુ પ્રતાપ હૃદયે ગણો, હુંપદ સ્હેજ સમાય ॥૨૫૪॥
મરવાની રીતે મરો, તો ફરિ મર્ણ ન હોય
આસ મર્યાવિણ જો મરો, તો ન ઉગારે કોય ॥૨૫૫॥
ખોટા કર્મ કરી મરે, વળિ ખોટી મન આસ
ક્રોડો જન્મ અભાગીયો, કરે નરકમાં વાસ ॥૨૫૬॥
મરતાં જેને આવડે, તેને સેવે જેહ
કરે મારીને જીવતો, સંત તજાવે દેહ ॥૨૫૭॥
પાપ કરોડો કાપવા, આપે દુઃખ અપાર
પણ પાછી પીડા નહીં, સંત અભય દાતાર ॥૨૫૮॥
સંત જગતમાં તે ગણો, જે લે સહુનો અંત
દુઃખ દઈને જે સુખ દે, દયાસિંધુ છે સંત ॥૨૫૯॥
પ્રથમ કરો પોતા તણું, હુંપદ હણવા કામ
બીજા બીજાની કરે, તું તો અવિગત પામ ॥૨૬૦॥

પછિ બીજાને છોડજે, પ્રથમ ભાઇ તું છૂટ
બાંધ્યા બકબક બહુ કરે, ખોટી માથાકૂટ ॥૩૪૧॥
સંત જગતનાં જહાજ છે, તેમાં દોષ ન દેખ
નહિં તો તું ડુબી જશે, સંત પૂર્ણપદ પેખ ॥૨૬૨॥
સંતકૃપા જે દિલ ધરે, તેને સરવે સ્હેલ
સંત ભિખારી જો ગણે, તો ન મટે મન મેલ ॥૨૬૩॥
રિદ્ધી સિદ્ધી દાસી સદા, સેવે જેનાં પાય
સંત અવિગત ઓળખે, હુંપદ તોજ કપાય ॥૨૬૪॥
પ્રભુ જુવે છે પારખાં, ધરી સંતનું રૂપ
ભૂલ્યો જે ભ્રાંતિ વિષે, તેહ પડયો ભવકૂપ ॥૨૬૫॥
સ્વારથમાં મન આવતાં, જુવે સંતનાં દોષ
પરમારથ પ્રીતે કરે, તે ન ધરેદિલ રોષ ॥૨૬૬॥
સ્વારથમાં મન આવતાં, અલ્પ શકિત છો જીવ
પરમારથ મન આવતાં, અનંત શકિત છો શિવ ॥૨૬૭॥
સ્વારથમાં મન આવતાં દયાહીણ તું થાય
પરમારથ મન આવતાં, દયાસિંધુ લેખાય ॥૨૬૮॥
સ્વારથમાં મન આવતાં, વધસે દોષ દિન દિન
પરમારથ મન આવતાં ગણ ન જીવ ભિન ભિન ॥૨૬૯॥
સ્વારથમાં મન આવતાં (તું) નાસ વસ્તુનો દાસ
પરમારથ મન આવતાં, તું પોતે અવિનાશ ॥૨૭૦॥
સ્વારથમાં મન આવતાં, દિન દિન વધસે શોક

પરમારથ મન આવતાં, નમે તને ત્રણે લોક ॥૨૭૧॥
સ્વારથમાં મન આવતાં, ડહાપણ સરજે ફોક
પરમારથ મન આવતાં, નાખ જગતની પોક ॥૨૭૨॥
જ્યાં લગી મન ભજને રહે ત્યાં લગીજ આનંદ
નાસ વસ્તુને મન ભજે, તરત થાય મતિમંદ ॥૨૭૩॥
એક જીવ છે જગતમાં, રાવણ તેનું રૂપ
નાશ વસ્તુનો ભોગી તે, નાખે મૃગજળ કુપ ॥૨૭૪॥
જગ ભ્રાંતિ તે રાવણો, વપુ ભ્રાંતિ બહુ જીવ
જીવ ભ્રાંતિ જગ બહુ ભમે, ભ્રાંતિ જતાં જગ શિવ ॥૨૭૫॥
જ્યમ જ્યમ ઇચ્છા બહુ કરો, ત્યમ ત્યમ દુઃખ બહુ થાય
જ્યમ જ્યમ ઇચ્છા છોડશો, ત્યમ ત્યમ દુઃખ કપાય ॥૨૭૬॥
ભકત આસં બહુ સુભ કરે, કરે કદિ અહંકાર
જશ જગ વિષે વધારશે, તો તે દુઃખી થનાર ॥૨૭૭॥
ભકત આશા બહુ શુભ કરે, લે હુંપદનો અંત
જેની જગ નિંદા કરે, તેજ પ્રગટશે સંત ॥૨૭૮॥
જેનો જશ ચૌદે ભુવન, તેનો જશ જગ ગાય
જગજીવન ઉર આણતાં, હુંપદ નક્કી હણાય ॥૨૭૯॥
જશ જાણે શુભગુણ તણો, અવિગત બ્રહ્મપદ મન
હુંપદમાં દુર્ગુણ ગણે, જગમાં તે ધન ધન્ય ॥૨૮૦॥

હું-તું જગમાં એક છે, બેય ચલાવે રાજ
એ બેને જે જાણતો, તે પોતે મહારાજ ॥૨૮૧॥
હું-રાજા દુઃખરૂપ છે, તું-રાજા સુખરૂપ
પણ ત્રીજાને આશરે; અવિચળ રહયા અનુપ ॥૨૮૨॥
હું-તુંનો કજીઓ થયો, તેમાં તેનું જોર
તે પદ રૂપે તું રમ્યો, હું તે પદનો ચોર ॥૨૮૩॥
હું તુંનો કજીઓ થયો, તેમાં સાક્ષી એક
તે સાક્ષી છે સર્વમાં, ભજતાં રાખે ટેક ॥૨૮૪॥
હું તેને ભજતો હતો, તું પણ ભજતો તેજ
હું-તું બે સરખા ગણ્યાં, સુખરૂપે તું સ્હેજ ॥૨૮૫॥
હું ભોગી સગુણી ભજું, તું નિર્ગુણ ભજ દેવ
બેય બાળ સરખાં ગણી, માને સાચી સેવ ॥૨૮૬॥
હું ભ્રાંતિ થઇને ભજું, તું ભ્રાંતિ હણનાર
પણ હું દુઃખ તુજને દઊં, મરવા હોંશ અપાર ॥૨૮૭॥
શિવ ઉપર જો હું મરૂં, બહુજ આપે તો બળ
ત્યમ ત્યમ હુંપદબહુ વધે, વધે વિષય તણો મળ ॥૨૮૮॥
નિરગુણમાં ગુણ છે નહિ, હુંપદ કાપે કેમ ?
સગુણશક્તિ ધરી મેં કર્યો મારો તેરી પ્રેમ ॥૨૮૯॥

તારે હાથે હું મર્યો, જાણી અનહદ જોર
તુજ જોર કાંઈક મુજમાં, જાણી બન્યો હું ચોર ॥૨૯૦॥
પાર ન પામું તાહરો, કેમ મળે તુજ રૂપ
ચોર થઈ નિશદિન ભજું, તો તું મળે અનુપ ॥૨૯૧॥
જાણે યુક્તિ મારી જે, તુજ પદ પામે તેહ
તારી અવિગત દેહમાં, સમાય એની દેહ ॥૨૯૨॥
નિરગુણ પદ નિશ્ચય કરો, સગુણ ભક્તિ કરનાર
ભક્તિ મૂક્તિ બે પામશો ધરો ગુરૂ પર પ્યાર ॥૨૯૩॥
સગુણ ભક્તિ નિશ્ચય કરો નિરગુણ પદ ધરનાર
મુક્તિ તો નક્કી પામશો, નક્કી નહિં તો પડનાર ॥૨૯૪॥
જેને તું ભજનાર છો, તે છે તારા માંહી
તેને જો નિશ્ચય કરે, તો નહિં બંધન કયાંઈ ॥૨૯૫॥
મનનું ધાર્યું જે કરે, તે બહુ દુઃખી થનાર
જો સદ્‌ગુરૂમાં મન ગળે, તો સુખ અપરંપાર ॥૨૯૬॥
કહો નાશ શું થાય છે ? દિન દિન વધતા ભૂત
ભૂત વિષે હું પદ વધ્યું,; એજ ભ્રાંતિ મજબુત ॥૨૯૭॥
ભૂતભાવના જો તજો, જાણી જુઠી ભ્રાંત
તો અવિનાશી બ્રહ્મમાં, રહેશો અવિચળ શાંત, ॥૨૯૮॥
અવિનાશીની આશથી, ભ્રાંત-રૂપનો નાશ;
ભ્રાંત વસ્તુની આશથી, નક્કી નરકમાં વાસ, ॥૨૯૯॥

કહો, નરકથી નીચ શું ? બડી નીચ એ ચીજ;
પણ વિચાર કરીને કહો, નરકતણું શું બીજ? ॥૩૦૦॥
નર્કનું બીજ શરીર છે, શું શરીરનું બીજ?
મૂત્રવાટ નારિ તણી, નીચ એથી શું ચીજ? ॥૩૦૧॥
નીચ ચીજ નર નારની, જો તું મુખથી બોલ
તો સહુ તુજને દુષ્ટ કહી, જાણે તરણા તોલ; ॥૩૦૨॥
ફક્ત મુખ થકી બોલ જો, તો પણ મન તું નીચ
પ્યારી ગણી તેમાં પડયો, વીચોવીચ મન કીચ; ॥૩૦૩॥
નિશદિન એ નીચ ચીજમાં, રંજન રહે છે મન
એ મનથી કહો નીચ શું? તે મનઆધીન જન; ॥૩૦૪॥
તે જનથી કહો નીચ શું ? તેનો કીધો સંગ
કોણ અને તું કયાં પડયો ? તજી અવિગત ગંગ; ॥૩૦૫॥
તું અભંગ તે મનને, નીચ ગણી તજ પ્યાર
તે હુંપદ બહુ નીચની, લાલચ તજ, સંહાર; ॥૩૦૬॥
હુંપદ તરણા તોલ છે, ભ્રાંતિ મેરૂ સમાન
જગ-ભ્રાંતિને જાણતાં, જાય તરત અભિમાન; ॥૩૦૭॥
ત્રણે દેહ જૂઠી ગણી, જગત-દેહ તો જૂઠ
બાજીગર હુશિયારને, કહો હણે કો મૂઠ ? ॥૩૦૮॥
ખેલ સરવે પોતે કર્યો, જોનારો પણ આપ
નજર બાંધી પોતે રહ્યો, અવિગત એની છાપ ! ॥૩૦૯॥

મૂર્ખ મોહ પામ્યાં ઘણું, બહુજ ખેંચાણાં મન
જૂઠી કહે પણ જોય છે, મણિ–મોતી બહુ ધન ॥૩૧૦॥
એથી જે જૂઠા થયા, તે જાણે છે સત્ય
રમત જોઇ રાજી થયા, જાણી નહિં ઉતપત્ય; ॥૩૧૧॥
ધન જાણ્યું છે ધૂડ; ને ધૂટ ન દીઠી સાવ
કહે ખોટું, દીઠું ખરૂં, તેથી પ્રગટયો ભાવ; ॥૩૧૨॥
કામ ન આવે કોઇને, કરતલ દેખે ધૂડ,
કરતલ કૂડો છે નહીં, જોતલનાં મન કૂડ; ॥૩૧૩॥
દેખાડે, પણ દે નહિં, દે, પણ દે નહિં મર્મ
પણ લે સહુનાં પારખાં, ગણે મૂર્ખ જગ પર્મ: ॥૩૧૪॥
ખોટું ધન દેખાડિને, સાચું એ લેનાર
અગ્રેખો મન એને નહિં, પણ મોહ્યા જોનાર; ॥૩૧૫॥
અગુણ–સગુણ પોતે પ્રભુ, જગત ધુડનો ખેલ
કરતલને મન છે નહિં, જોતલને મન મેલ: ॥૩૧૬॥
જોતલ કરતલને મળ્યો, તો કરતલ નહિં કોય
કરનારો જાણ્યા વિના, સમજણ સરવે ખોય: ॥૩૧૭॥
મુરખ જોનારો થયો, જોઇ રંગને રૂપ,
રંગ–રૂપ દેખે નહીં, કરનારોજ અનૂપ; ॥૩૧૮॥
એ વિદ્યા ખોટી ગણે, તો કરતલ નહિં કોઇ
મનભ્રાંતિમાં સહુ થયું રહ્યું હતું મન મોહી; ॥૩૧૯॥

મન માયાનું રૂપ છે, નહિં માયા, તો ન મન
માયા જૂઠી જાણતાં, પછી નહિં મન બંધન; ॥૩૨૦॥
છે ઢગલા સહુ ધૂડનાં, બીજું છે નહિં કાંઈ
બીજું બીજું એ ભ્રાંતછે, કાંઈ ન અવિચળ માંહિં; ॥૩૨૧॥
એવું જે નિશ્ચય કરે, તે જગમાં ન મૂંઝાય
મૂર્ખ બાળ ઘેલો થશે, ઈચ્છા કરી અથડાય; ॥૩૨૨॥
પાપ કરે પુન ખાઇને, કરે પામવા ધર્મ
ખોટાંને જાણે ખરૂં, કદિ ન કપાશે કર્મ; ॥૩૨૩॥
ધરણી, ધન, ને કામિની, પુત્ર, અને પરિવાર
ખેલ ખરો મન જાણતાં, ભૂલે અપરંપાર; ॥૩૨૪॥
જપ, તપ, વૃત, સતધર્મ, સહુ, સદ સાચું જે ધન
તે ધન દે આ ખેલમાં, છેવટ તે દુઃખી જન; ॥૩૨૫॥
તે ધન હરિઅરપણ કરે, ખોટો જાણી ખેલ
જગમાં તે મૂંઝાય નહિં, મળે બ્રહ્મપદ સ્હેલ; ॥૩૨૬॥
જો મેં હું સો વૃથ હું, સંત–ગુરૂ હે સત્ય
સત્ય હૃદયમેં જબ રહે, તબ મેં નહિં, અવિગત્ય ॥૩૨૭॥
દેહ ઇંદ્રિ જો વશ કરો, તો વશ ચૌદે લોક
દેહ ઇંદ્રિવશ જો રહ્યો, તો સાધન સહુ ફોક! ॥૩૨૮॥
સરવે દેવ સ્વતંત્ર છે, પણ દ્વૈતેં પરતંત્ર
અવિગત એક સ્વતંત્ર છે, નામ વિના શું મંત્ર? ॥૩૨૯॥

"'રામનામ"ના મંત્રથી, અવિગત પણ પરતંત્ર
અવિગત આવ્યા નામમાં, બડો બનાવ્યો મંત્ર, ॥૩૩૦॥
તુલસીકૃત રામાયણું, અગુણ સગુણનું ધામ,
પણ નિરગુણનાં લક્ષ્યથી, પૂર્ણકામ છે રામ ॥૩૩૧॥
જીતે ચૌદ બ્રહ્માંડને, પણ જો ન જીત્યું મન,
જન્મ-મરણ નિશ્ચય નડે, દુ:ખી અતીજ તે જન ॥૩૩૨॥
જીતે બીજા દેહને, વેંચે તો વેંચાય,
પરાધીન પોતે સદા ! જડમાં મન બંધાય ! ॥૩૩૩॥
જે પોતાનાં દેહમાં, ટાળી શકે ન રોગ,
તેનું દુ:ખ મટે નહિં, ભલે મળે બહુ ભોગ ॥૩૩૪॥
મન, જીવન જાણ્યા વિના, જડમાં ગોથાં ખાય,
જડરૂપે પોતે બની, ચોર્યાશી ભટકાય: ॥૩૩૫॥
જ્યમ જ્યમ જડ આધીન થયો, ત્યમ ત્યમ શક્તિ ખોઇ,
જ્યમ જ્યમ જીવન જાણીયો, ત્યમ શક્તિ વશ હોઇ, ॥૩૩૬॥
જડમાં હું પદ જો વધે, તો સુકૃત સહુ ફોક,
જડ તજવા હું પદ વધે, તો જીતે સહુ લોક: ॥૩૩૭॥
જડમાં હું પદ જો વધે, તો તે જડનો દાસ,
જડ તજવા હું પદ વધે, તો પામે અવિનાશ: ॥૩૩૮॥
જડમાં હું પદ જો વધે, વધે નિશ્ચય તો ભય,
જડ તજવા હું પદ વધે, તો દેખે બ્રહ્મમય ॥૩૩૯॥

જડમાં હું પદ જો વધે, તો નહિં સ્વપ્ને સુખઃ
જડ તજવા હું પદ વધે, તો નહિં સ્વપ્ને દુઃખ ॥૩૪૦॥
જડમાં હું પદ જો વધે, વધે તોજ ભવરોગ,
જડ તજવા હું પદ વધે, તો કાપે સહુ રોગ ॥૩૪૧॥
જડમાં હું પદ જો વધે, વધે નક્કી તો પાપ,
જડ તજવા હું પદ વધે, નડે નહીં તો શ્રાપ ॥૩૪૨॥
જડમાં હું પદ જો વધે, વધે ભ્રાંતિ તો મન,
જડ તજવા હું પદ વધે, વધે શાન્તિ, સુખ, ધન ॥૩૪૩॥
જડમાં હું પદ જો વધે, તો તે નીચ ગણાય,
જડ તજવા હું પદ વધે, બ્રહ્મ પામી, પૂજાય ॥૩૪૪॥
જડમાં હું પદ જો વધે, પરાધીન તો થાય,
જડ તજવા હું પદ વધે, હરિ બાંધ્યા બંધાય ॥૩૪૫॥
જડમાં હું પદ જો વધે, જીવ મૂઢ તો થાય,
જડ તજવા હું પદ વધે, તો તે રામ ગણાય ॥૩૪૬॥
દાસ, જીવ સહુ રામનાં રામ, ભકતનો દાસ,
ભકત હૃદયમાં રામ છે, દરપણમાં આભાસ ॥૩૪૭॥
જેવી ચેષ્ટા રામની, તેવી દરપણ માંય,
કરનારો શ્રી રામ છે (પણ) દરપણમાં દેખાય ॥૩૪૮॥
જડમાં હું પદ જો વધે, વધશે અવગુણ, ગર્વ,
જડ તજવા હું પદ વધે, વધશે શુભગુણ સર્વ ॥૩૪૯॥

જડમાં હું પદ જો વધે, તો રાવણનું રૂપ,
જડ તજવા હું પદ વધે, તો તે રામ અનૂપ ॥૩૫૦॥
રાવણ–રામ અલેપ છે, પણ ભ્રાંતિથી લેપ,
ભજનારાનાં હૃદયમાં, ચોટી રહે છે ચેપ ॥૩૫૧॥
દેહ ભાવ રાવણ નહિં, દેહભાવ નહિં રામ,
દેહભાવ ભ્રાંતિ પડી, ભ્રાંતિ જીવ ગુલામ ॥૩૫૨॥
જડમાં હું પદ જો વધે, તો રાવણનાં દાસ,
જડ તજવા હું પદ વધે, તેજ ભજે અવિનાશ ॥૩૫૩॥
દાસ તણા સહુ દાસ છે, એવો છે વેવાર,
રાવણ સેવે જીવને, હરિજન પર હરિપ્યાર ॥૩૫૪॥
અવિગત રાવણ–રામ છે, રાવણ રામ સમાય,
રામ સમાણા સર્વમાં, વેદ નેતિ ત્યાં ગાય ॥૩૫૫॥
ભ્રાંતિ ખોટી જાણતાં, બાકી રહે તે રામ,
સમજણ તે છે સંતમાં, તે પણ પામે નામ ॥૩૫૬॥
નામ–રૂપ મિથ્યા કરે, તો લે સહુનો અંત,
અનંત શક્તિથી પ્રગટશે, સુખી કરે સહુ સંત ॥૩૫૭॥
એ પદને નિશ્ચય કરી, ફરી તજે નહિં જેહ,
અવિગત રૂપે તે રહે, ક્યાંઈ ન દેખે દેહ ॥૩૫૮॥
હરિ કરે તેમ થાય છે, એમ કહે છે સર્વ,
પણ બોજો છાંડે નહિ, હું પદ તજે ન ગર્વ ॥૩૫૯॥

બીજો થઇ પૂજાય છે, પણ બીજું નહિં રૂપ,
બીજો થઈ પૂજાય, તો, પડે નરકને કૂપ ॥૩૬૦॥
બડો સરવથી તેજ છે, જેને નહિં અભિમાન,
હુંપદ સઉથી નીચ છે, જેને જોઇયેં માન ॥૩૬૧॥
શિવજી હુંપદમાં રહી, હણે ક્રોધ ને કામ,
ક્રોધ કરી હુંપદ હણે, રહી નિરગુણ નિષ્કામ ॥૩૬૨॥
બ્રહ્મા હુંપદમાં રહી, કરે રજોગુણ કર્મ,
પણ નિશદિન બ્રહ્મપદમાં, રહે અવિનાશી ધર્મ ॥૩૬૩॥
વિષ્ણું હુંપદમાં રહી, પાળે ચૌદે લોક,
"સત્વગુણથી" ન્યારા રહે, થાય ન તેથી શોક ॥૩૬૪॥
હરિ પ્રતાપ શિવને ગણે, હરિપ્રતાપ ગણે શિવ,
બ્રહ્મા હરિ શિવને નમે, કરે હું પદ તો જીવ ॥૩૬૫॥
ત્રણે દેવ અવિનાશ છે, એક રૂપ, એક રસ,
એક ગુણ, ભિન્ન વેષ, તે, દે છે અવરને જશ ॥૩૬૬॥
તજ તું હુંપદ ભાર તો, પ્રભુ ઉપાડે ભાર,
ભ્રાંતિથી બહુ ભાર છે, છે નહિં ભાર લગાર ॥૩૬૭॥
બ્રહ્માન્ડોને ભાર તે, જેનાં મુખને માંહીં!
એક અણુંમાં આળગ્યો, તેને ભાર ન ક્યાંઈ ॥૩૬૮॥
જીવશકિત પૂજાય તો, દિન દિન ઘટતી જાય,
શિવશક્તિ પૂજાય તો, દિન દિન વધતી જાય ॥૩૬૯॥

જીવનમુક્તિ વેષ તે, કર્યો સગુણ થઈ રામ,
વિદેહમુકિત વેષ તે, ધર્યો અગુણ રહી શ્યામ ॥૩૭૦॥

જીવશકિત બહુ ખેદમાં, ભલે હોય બહુ સુખ
શિવશક્તિ આનંદમાં, ભલે હોય બહુ ભૂખ ॥૩૭૧॥

ભોગ ને ભોગી, ભ્રાંત છે, ભ્રાંત તજે તે શાન્ત,
છે ભક્તિભોગી કૃષ્ણ, પણ દેખાડયાનાં દાંત ॥૩૭૨॥

ભૂલ્યા સરવે સગુણમાં, સગુણ દેખ તે રામ,
નિશ્ચય કર તું સગુણને, તો તું અગુણ—અકામ ॥૩૭૩॥

શકિત ક્રોડ બ્રહ્માંડની, ધરી રહ્યા અણું માંહીં,
પણ હુંપદ સહુને નડે, તેથી પ્રગટ ન કયાંઈ ॥૩૭૪॥

કીટ થકી બ્રહ્મા લગી, સહુ હુંપદને જોર,
હુંપદ કૃષ્ણ કરે નહિં, પાપ તણો થઈ ચોર ॥૩૭૫॥

કાપે પાપ કૃપા કરી, દાસહૃદયમાં આપ,
જશ આપે બહુ દાસને, જપે દાસનો જાપ ॥૩૭૬॥

દાસહૃદય પોતે વસે, પણ વખણાયે દાસ,
કરી હુંપદ ફુલાય તો, રહે દૂર અવિનાશ ॥૩૭૭॥

શક્તિ સહિત પ્રગટ વસે, દાસ હૃદય જગદીશ,

પણ પ્રગટે હુંપદ વધે, ગુપ્ત તેથી છે ઈશ× ॥૩૭૮॥
હુંપદથી બહુ દૂર છે, હુંપદને હણનાર,
રાત અને રવિ જેમ છે, ત્યમ હુંપદ કિરતાર ॥૩૭૯॥
રવિ રહે નહિં રાતમાં, રાત રવિમાં નાંહિં,
દૂર ક્રોડ યોજન તણું, તેમ હરિ જગમાંહિં ॥૩૮૦॥
વડવાગોળ, છછુંદરી, ઘુવડ આદિ જે જંત,
રવિ દેખી અંધા બને, જગ દેખે ત્યમ સંત ॥૩૮૧॥
ફક્ત એક હુંપદ થકી, થયો આંધળો જકત
હુંપદ સહુનું કાઢવા, જકત વગોવે ભકત ॥૩૮૨॥
ભકત ફક્ત હરિને ભજે, વધે જકતથી વેર
કાડે હુંપદ ભકતનું, જકત-કૃષ્ણની મ્હેર ॥૩૮૩॥
અજ્ઞાની ને જ્ઞાની* બેય, દુઃખ-સુખ ભોકતા ફક્ત
જ્ઞાની-અજ્ઞાની સર્વમાં, હુંપદ રૂપે જકત ॥૩૮૪॥

× હું પદ રહિત દાસ હૃદયમાં પ્રભુજી ક્ષમા કરશો-આતો હું અજ્ઞાની થઈ અજ્ઞાનીનું હું પદ વધતાં અટકાવવા અજ્ઞાન દર્શાવું છું. જ્યાં એ પ્રગટે ત્યાં તો હું પદ રહેજ નહીં પણ ભકત લોકોને પાકો વિશ્વાસ આવે જે ઘટમાં પ્રભુ છેજ.

* અજ્ઞાનીઓએ માયા રૂપને પણ સત્ય માન્યું છે, તેથી બંધન પામી જીવ બને છે; અને જ્ઞાનીઓએ સુખદાયક જગત-સગુણ પરમાત્મરૂપને જાણ્યું છે, તેથી નિર્લેપ રહી મહાત્મા બને છે.

પુર્ણ જ્ઞાન હું કહું નહિં, હું પોતે અજ્ઞાન
પુર્ણ જ્ઞાન તે પામશે, મલ ન તજે જે ધ્યાન ॥૩૮૫॥
એક પલક હરિ જે તજે, તે હુંપદ વરનાર
પણ પ્રભુ કદિ તજશે નહિં, કરે એથી જો પ્યાર ॥૩૮૬॥
દેખાડે હું જકતને, પણ હું ઘટમાં નાહીં
અવિગત એ શ્રીકૃષ્ણજી, રહ્યા સંતઘટ માંહીં ॥૩૮૭॥
જકત જુએ તો સંત છે, પણ ઘટમાં હું હોય
તો તે પુન્ય ગુમાવશે, હાથ ન ઝાલે કોય ॥૩૮૮॥
હરિ+ ભજી હું પદ તજી, રખે કાંઇ કર આશ
આશ કરીને આથડયો, તું પોતે અવિનાશ ॥૩૮૯॥
દાસ સદા શિવરૂપ છે, સદા રટે છે રામ,
ભિખારી પોતે રહે, કરે સંતનાં કામ; ॥૩૯૦॥
જક્ત ભક્તનિંદા કરે, તે રુપી છે ઝેર,
નિંદાને ભૂષણ ગણે, કરે જક્ત પર મ્હેર; ॥૩૯૧॥
જક્ત ભક્તને દુઃખ દે, તે રુપી છે સાપ,
દુઃખને તો બહુ સુખ ગણે, કાપે જગનાં પાપ; ॥૩૯૨॥

+ હરિ ભજી. હું પદ તજીને વળી રખે કાંઇ આશ કર. કારણ કે, જે તું પોતે અવિનાશ છો તે જો કે આશ કરતાં કેટલો બધો આશક્ત થઇ આથડયો છે?

જકત ભક્ત નીચો ગણે, તે માથાની માળ,
ઢેઠ ભક્ત પણ ઊંચ થઇ, થાય જકત પ્રતિપાળ; ॥૩૯૩॥
જક્ત ભક્તનાં દોષ લે, તે મસાણની રાખ,
ભક્ત દોષને ગુણ ગણે, કરે સંતઅભિલાખ; ॥૩૯૪॥
શિવનો સાજ મંગલ સહુ, દાસહૃદયમાં હોય,
સાજ ધરે, હું પદ કરે, તો તે શિવપદ ખોય; ॥૩૯૫॥
શિવહૃદયમાં રામ છે, રામહૃદયમાં શિવ,
એક એકનાં દાસ છે, જાણે નહિં તે જીવ; ॥૩૯૬॥
જે જાણે તે એજ છે, હું પદ દુઃખી થનાર,
જાણનાર બીજો નથી, બીજો મૂર્ખ અપાર; ॥૩૯૭॥
જુગ જેવો વિષ્ણું થયો, શિવ તો સદા અભંગ,
ભોળપણે વિશ્વાસ છે, કપટ જરા નહિં અંગ; ॥૩૯૮॥
કપટી બહુ બહુ કૃષ્ણજી, છે કળિયુગનો વેશ,
હું પદ હરિમાં છે નહિં, નહિં વિકાર લવલેશ; ॥૩૯૯॥
તે જન કળિયુગ દેખશે, હું પદ ધરે વિકાર,
કૃષ્ણદેવ તે દેખશે, વિકાર જે તજનાર; ॥૪૦૦॥
કપટ કરે જે જકતથી, તે છે કૃષ્ણ સ્વરૂપ,
સંત પાસ ભોળો સદા, તે શિવ સદા અનૂપ; ॥૪૦૧॥

શિવ કદિ કપટ કરે નહિં, કપટીને ભજનાર,
કપટ કરી શત્રુ હણે, સેવે શિવ ધરી પ્યાર; ॥૪૦૨॥
શિવને સેવે કૃષ્ણજી, શિવજી સેવે કૃષ્ણ,
એક એકનાં દાસ થઇ, કરે જક્તહિત પ્રશ્ન: ॥૪૦૩॥
હું પદ કદિયે છે નહિં, પણ હુંપદ દેખાય,
કરવા હુંપદનું ભલું, ભ્રાંતિમાં લેખાય: ॥૪૦૪॥
વેશ ધર્યા હુંપદ તણા, કરવા સુકૃત કામ,
જે દેખો તે એ નહીં, એનું અવિચળ ધામ; ॥૪૦૫॥
પ્રથમ દેખ પરદેહમાં, તો તુજમાં એ હોય,
પણ સુકૃત કરનાર હું, એમ કહી સહુ ખોય; ॥૪૦૬॥
સંતવેષ શિવજી ધર્યો, ભક્ત રામનું રૂપ,
સુખી કરે સહુ જંતને, જેને હૃદય અનૂપ; ॥૪૦૭॥
હુંપદ કરી સુકૃત કરે તો પ્રભુ દિનદિન દૂર,
હુંપદ તજી સુકૃત કરે તેજ રામનું નૂર; ॥૪૦૮॥
જેવી રાંડ છિનાળ છે તેવા જગનાં જીવ,
કહેતાં ક્રોધી થાય છે જાણે અભોગી શિવ; ॥૪૦૯॥
નિશદિન નારિયોનિમાં મગન રહે છે જીવ,
લાભ તજીને હાણ લે કહેતાં ક્રોધી શિવ; ॥૪૧૦॥

રાત-દિવસ છે રાંડનાં જગ શું ? × ચૌદે લોક !
સવળું તે અવળું ગણે પણ ન કરે મન શોક; ૪૧૧
કૃષ્ણ ભ્રાંતિ કળિયુગ છે કળિયુગ ભ્રાંતિ જૂઠ,
છે નહિં, તે નજરે ચડયું કાં હુંપદ તું ઊઠ ? ૪૧૨
હુંપદ કરતાં હદ રહે જ્યાં હું પદ ત્યાં ભ્રાંત,
અખંડ, અવિગત એકરસ સચ્ચિદાનંદ શાન્ત; ॥૪૧૩॥
મરવું બહુ મૂશ્કેલ છે પણ પછી પાછું સુખ,
જાણે તે હોંશે મરે શૂરો થઇ સનમુખ; ॥૪૧૪॥
શક્તિ ક્રોડ બ્રહ્માન્ડની એક અણુની માંહીં,
તે પદ હૃદય ધર્યા વિના ભમો ક્યાંહિંનાં ક્યાંહિં? ॥૪૧૫॥
મન ભમે જડ વસ્તુ વિષે, એ મન જેને હાથ,
સગુણ રૂપ ઘટ રામ જો તો મન મારે નાથ; ॥૪૧૬॥
મન્ન અમન્ન થયા પછી અવિગત આતમ એક,
અખંડ એ નિષ્ટા વિષે સત્ય એની છે ટેક; ॥૪૧૭॥
સંત-ગુરૂ-હરિચરણમાં નિશ્ચળ રાખી મન,
અવિચળ આતમ ઓળખે તે પર સર્વ પ્રશન્ન: ॥૪૧૮॥

* જગતતો શું પણ ચૌદે લોક રાત્ર-દિવસ રાંડનાંજ છે. પણ જો સવળું કહું. તો અવળું ગણે. પણ પોતાનું ભલું થાય, એવો વિચાર કરી શોક કરેજ નહિં. પણ ઉલટો મારામાંજ દોશ લઇ મને વેરી માને પણ સુજ્ઞ કહે છે એમ ન માને તો પછી મને પામેજ કયાંથી.

હુંપદનો હણનાર તું રામ પ્રગટ ઘટમાંય,
જાણ હવે તુજ જોરને, તો નહિં બંધન ક્યાંય ॥૪૧૯॥
જેનું અવિગત જોર છે, તે તુજ ઘટમાં દેખ
એ પદમાં નિશદિન રહી, અમય સરવે લેખ ॥૪૨૦॥
જોર જાણ તું તાહરૂં, તો હુંપદને માર
રાવણ હું પદ ભકત છે, જીત્યો સહુ સંસાર ॥૪૨૧॥
જોર જાણ તું તાહરૂં, તો સહુ તારા દાસ
નાશ કરે તું સર્વનો, તું પોતે અવિનાશ ॥૪૨૨॥
જોર જાણ તું તાહરૂં, તજી નાશની આશ
શત્રુ શૂરા થઈ મરે, સહુને તારો ત્રાસ ॥૪૨૩॥
જોર જાણ તું તાહરૂં, ગુરૂ કરે જો મ્હેર
કર સુકૃત સમજાણ થકી, તો અમૃત પણ ઝેર ॥૪૨૪॥
જાણ્યું ઝેર અમૃતને, તે પણ અવિગત ભેદ
એ અનહદ પદ કૃષ્ણ છે, ગાય નેતિ કહી વેદ ॥૪૨૫॥
ગળ્યો જેહ બ્રહ્મપદમાં, તેને અમૃત ઝેર
ગયું ન અમૃતથી હું પદ, વધ્યું રાહુમાં વેર ॥૪૨૬॥
અંગ વિષે હું પદ રહ્યું, એ છે સહુથી નીચ,
અમૃત એને આપતાં, થાશે ગુણ પર મીચ ॥૪૨૭॥
નીચ પીયે અમૃતને, વધે દુષ્ટનું જોર
પછી તે માર્યા નહિં મરે, થાય અમર જો ચોર ॥૪૨૮॥

અજ્ઞાની જે રામ છે, તેહ જીવ પદ ભ્રાંત
વિજ્ઞાની તે રામ છે, અગુણ–અભય પદ શાંત ॥૪૨૯॥
જીવ ન જાણે રામને, રામ ન જાણે જીવ
રામ–જીવની એકતા, કરે નામ ગ્રહી શિવ ॥૪૩૦॥
હું પદ પોતે જીવ છે, હું પદ નહિં તે રામ
નામ ભકતનાં હૃદયમાં, સગુણ–અગુણ નિષ્કામ ॥૪૩૧॥
બહાર દેખતો જીવ છે, માંહીં દેખ તો રામ
બહાર–માંહી જૂઠું ગણ્યું, અચળ–અભય તે ધામ ॥૪૩૨॥
મન થકીજ બહુ દેહ છે, મન દેખે છે રૂપ
રામ સગુણ મન શુદ્ધ તે, નિરગુણ "અમન" અનૂપ॥૪૩૩॥
જીવ સગુણમાં ભ્રાંત છે, રામ સગુણ અવિગત્ય
ભ્રાંતિથી દુઃખ છે ઘણું, ભ્રાંતિ તજ તું સત્ય ॥૪૩૪॥
અગુણ સ્વભાવે સગુણ તું, કર પરમારથ કામ
જો હું પદ ઊઠ્યું નહીં, તો તું પોતે રામ ॥૪૩૫॥
ન ટળી ભ્રાંતિ ત્રિગુણની, ભોગ તણી રહી હામ
સ્વારથમાં બંધાય છે, અતિ દુઃખિ જીવ તમામ ॥૪૩૬॥
ગોકુળ ગીતા ગુણ ભરી, સખીરામ કરનાર
હું પદ ભ્રાંતિ ભાંગવા, હૃદયે કર્યો વિહાર ॥૪૩૭॥
જ્યમ જ્યમ જ્ઞાન ઘણું વધે, વધે ત્યમ ત્યમ હું પદ
છેવટ હું પદ મારવા, આપે દુઃખ અનહદ ॥૪૩૮॥

સૂરવીર થઇ જો મરે, તો મરતાં પણ સુખ
કાયર થઇ પાછો પડે, તો વળિ અનહદ દુ:ખ ॥૪૩૯॥
ભકિતને જો નહિં તજે, તો સકિત વધનાર
ડર પામી ભકિત તજે, તો વળિ દુ:ખી અપાર ॥૪૪૦॥
રામ જોર હૃદયે ધરી, કર હું પદ બેહાલ
હું પદ હણવા રામમાં, શિવ હું પદનો કાળ ॥૪૪૧॥
રાવણ હૃદયે શિવ રમે, તે શિવ સેવે રામ
રામ સેવી રાવણ હણે, દે નિજ શિવપદ ધામ ॥૪૪૨॥
રામે કાંઇ કર્યું નથી, નથી કર્યું કાંઇ શિવ
સર્વ કર્યું છે રાવણે, જાણે તે નહિં જીવ ॥૪૪૩॥
હુંકર્તા જો જન કહે, તેનો ટળે ન સોક
હરિકર્તા જો જન કહે, તે જાણે જગ ફોક ॥૪૪૪॥
સોહં શબ્દથી સુખ વધે, નિશ્ચય નરક ન જાય
હંસઃ શબ્દ અદ્વૈત છે, તેમાં સર્વ સમાય ॥૪૪૫॥
હું પદ હારી જો જપે, તો વધશે બહુ જ્ઞાન
હું પદ કરતાં જો જપે, તો વધશે અભિમાન ॥૪૪૬॥
સોહં શબ્દ બહુ દુ:ખ દે, જો સ્વારથમાં મન
હંસઃ શબ્દ બહુ સુખ દે, જાણે જૂઠ જો તન ॥૪૪૭॥
જીવ રહી સોહં જપે, તો દુ:ખ અપરંપાર
શિવગુણ ગ્રહી સોહં જપે, તો હંસો આધાર ॥૪૪૮॥

(તો) જગતશેઠના દાસ તે થાય જગતના શેઠ
(જો) જગતશેઠ રીઝાવવા, કરે કમ કસી ભેઠ ॥૪૪૯॥
જગતશેઠનો વેશ લઇ, કહે મુખથી હું શેઠ
શેઠ સ્વપ્ને દીઠો નહિં, જમે ભીખીને એઠ ॥૪૫૦॥
ભાવ ન જાણે ભક્તનો, કરે જગતની વેઠ,
શિષ્ય બેસે ગાદી પરે, ગુરૂજી બેસે હેઠ ॥૪૫૧॥
જગત કહે છે "સિદ્ધ," પણ, "સિદ્ધિ નહિં લવલેશ,
મુખથી વાત બડી કરે, પેટ ભર્યાનાં વેશ ॥૪૫૨॥
શિષ્ય થયો ને ભાવ નહિં, થયો ગુરૂ, નહિં જ્ઞાન,
કર્મ કરે ધરી કામના, કદિ ન ટળે અભિમાન ॥૪૫૩॥
જીવગુરૂ જન જે કરે, તેને ટળે ન દુઃખ,
શિવગુરૂ શોધી કરે, કરે તરત તો સુખ ॥૪૫૪॥
કૃષ્ણદેવ કળિયુગમાં, દાસ પાસ દિન રેન
ગોકુલમાં ક્રીડા કરે, ચારે નવલખ ધેન ॥૪૫૫॥
કૃષ્ણદેવ કળિયુગમાં, દાસ પાસ દિન રેન,
બંસી બજાવી મન હરે, કરે ગોપીથી ચેન ॥૪૫૬॥
કૃષ્ણદેવ કળિયુગમાં, દાસ પાસ દિન રેન,
સુકૃતિજનને સુખ કરે, જ્ઞાન ઉઘાડે નેન ॥૪૫૭॥
રમે અજાણ્યા જગતમાં, જાણો ક્યાં છે સંત ?
પ્રગટ રમે છે કૃષ્ણજી, જુદા છે સહુ જંત ॥૪૫૮॥

એ નિશ્ચય ગોકૂળમાં, કરે શંભુ સુખકાર,
મન ભોળું વિશ્વાસી તે, દેખે નહિં સંસાર ॥૪૫૯॥
લોક સર્વ કળિયુગનાં, દેખે કૃષ્ણ સમાન,
વિકાર ક્યાંય દેખે નહિં, તેજ કૃષ્ણ ભગવાન ॥૪૬૦॥
કૃષ્ણ કૃષ્ણ નિશદિન કહો, કૃષ્ણ કરે ઘટ વાસ,
તો જગમાં શિવ-ગુરૂ બહુ, શોધ્યાં થાય હરિ દાસ ॥૪૬૧॥
જે શિર બોજો લે નહિં, તેજ થાય સમરથ્થ,
સદા શાન્તરૂપે રહે, તે જીતે મન મથ્થ ॥૪૬૨॥
નારિટોળાંમાં રહી, જે દેખે નહિં નાર,
પ્યાર બતાવે, પણ નહિં, જેને પ્યાર લગાર ॥૪૬૩॥
અનંત યુક્તિઓથી કરી, તજવે ગર્વ, વિકાર,
અગુણ-સગુણ રહી ભક્તમાં, કરે સંત પર પ્યાર ॥૪૬૪॥
જાણ જગતનાં જીવને, ભોગ તણી તજ આશ,
જન્મ-મરણ દુઃખ જીવને, જોતાં પ્રગટે ત્રાસ ॥૪૬૫॥
રાજા તે તો રંક છે, જેને તૃષ્ણા શોષ,
તે ગુલામ તારો થશે, જો તું ધર સંતોષ ॥૪૬૬॥
ધીરજ ધરિને ભજ હરિ, તજ તૃષ્ણા, જંજાળ,
શૂરવીર થા ભજનમાં, તજશે નહિં ગોપાળ ॥૪૬૭॥
જીવ ભરોંસે જો રહો, (તો) જીવ સુધારે કામ,
રામ ભરોંસે જો રહો, (તો) કદિ તજે નહિં રામ ॥૪૬૮॥

રામ ભરોંસો રાખીને, તજી દે તન-મન-ધન,
તન-મન-ધન જો રામનું, દે નક્કી, કર એ ભજન ॥૪૬૯॥

હૃદય ચક્ષુથી રામ છે, ચર્મ ચક્ષુથી ચામ,
ચર્મ ચક્ષુથી ભ્રાંત છે, એમ જાણ, તું રામ ॥૪૭૦॥

જગ અજ્ઞાનીવિશ તે, અજ્ઞાનીને કાજ,
રામ સંતનાં હૃદયમાં, સદા કરે છે રાજ ॥૪૭૧॥

ગંગ, સૂર્ય, ને અગ્નિસમ, સદા જગતમાં સંત,
નીચ વસ્તુ પાવન કરે, લે ભક્તોનો અંત ॥૪૭૨॥

પ્રભુજી પધારે નર્કમાં, બને નર્ક તો સ્વર્ગ,
પ્રભુજી પધારે સ્વર્ગમાં, બને સ્વર્ગ અપવર્ગ ॥૪૭૩॥

દુષ્ટ જાય જો સ્વર્ગમાં, સ્વર્ગ નર્ક સમ થાય,
દુષ્ટ જાય જો નરકમાં, નક્કી નર્ક અકળાય ॥૪૭૪॥

પ્રભુ પીયે જો ઝેર તો, અમૃત નિશ્ચય થાય,
પ્રભુજી અમૃત જો પીયે, તો અમૃત ગુણ ગાય ॥૪૭૫॥

દુષ્ટ પીયે અમૃત તો, દુષ્ટ બુદ્ધિ બહુ થાય,
દુષ્ટ પીયે જો ઝેર, તો ઝેર પોતે પસ્તાય ॥૪૭૬॥

પ્રભુ પગટે જો ઢેઢમાં, નક્કી તો ઢેઢ પૂજાય,
પ્રભુ પ્રગટે જો પશુ વિશે, તો અવતાર ગણાય ॥૪૭૭॥

દુષ્ટ જાય જો દેહમાં, ધર્મી દેહ અભડાય,
દુષ્ટ પશુ સાથે રહે, પશુ દુઃખી તો થાય ॥૪૭૮॥

પ્રભુ કરે જો મોહ, તો ઉગારવાને કાજ,
પ્રભુ કરે જો ક્રોધ, તો આપે અવિચળ રાજ ॥૪૭૯॥

દુષ્ટ કરે જો મોહ, તો કરે સંતને દુષ્ટ,
દુષ્ટ કરે જો ક્રોધ, તો થાય અવિદ્યા પુષ્ટ ॥૪૮૦॥

પાવન પ્રભુ પોતે સદા, સદા અપાવન દુષ્ટ,
સુખ ને દુઃખ દેતાં સદા, બન્ને બેય ન સંતુષ્ટ ॥૪૮૧॥

શિવવિષ્ણુ છે સંતમાં, પાવન, સુખકર, ગુપ્ત,
કામ ક્રોધાદિ રાક્ષસો, કરે જીવને તૃપ્ત ॥૪૮૨॥

"હું–મારૂં" તજવા વિના, શાંતિ કદિ ન થાય,
"મારૂં" તજતાં ભજ ગુરૂ, ગુરૂ થાય તો સ્હાય ॥૪૮૩॥

ગુરૂનું ગણી તન-મન-ધન, તજ તું "હું પદ"--ગર્વ,
ફક્ત ગુરૂ હૃદયે ધરી, અવર આશ તજ સર્વ ॥૪૮૪॥

ગુપ્ત પ્રગટ જગમાં ઘણાં, સંત ભક્તને કાજ,
રમતારામ રમે સદા, હરે ભક્તની દાઝ ॥૪૮૫॥

પણ "હુંપદ" જેને રહ્યું જગ ડાપણનું જ્ઞાન,
ભ્રાંત વસ્તુપર પ્રીત છે; તે સમજે નહિં સાન ॥૪૮૬॥

સંતઉતારા જે ધરે, સદા ભક્તિપર પ્યાર,
ગરીબી ગુણ ભૂષણ ગણે, તે હૃદયે કિરતાર ॥૪૮૭॥
રામ–કૃષ્ણ સહુ કો કહે, પેટ ભર્યાને માટ
પણ વિરલા જન જગતમાં, કરે ભકિત શિર સાટ ॥૪૮૮॥
રામ–કૃષ્ણ સહુ કો કહે, તૃષ્ણા રાખી મન
આશ તજી, શૂરવીર થઈ, ભકિત કરે, તે ધન્ય ! ॥૪૮૯॥
રામ–કૃષ્ણ સહુ કો કહે, જગ જશ મળવા કાજ
જગમાં અપજશ સાંભળી, ખુશી તેજ વૃજ રાજ ॥૪૯૦॥
રામ–કૃષ્ણ સહુ કો કહે, મેળવવા સુખ–ભોગ
સુખ–ભોગને દુઃખ ગણે, જેનો નિરમળ યોગ ॥૪૯૧॥
અમૂલમણિ પરખ્યા વિના, જાણ્યો નહિં વિવેક
જાણી કિમ્મત કોડિની, મળી કોડિ તો એક ॥૪૯૨॥
હરિનો ગુણ જાણ્યા વિના, માગે ખોટી ચીજ
ઠગે નહિં હરિ ભકતને, પણ પ્રગટે બહુ ખીજ ॥૪૯૩॥
પ્રભુને પ્રગટે ખીજ, તો, નક્કી કરે કલ્યાણ
દુઃખ દઈને પણ સમજ દે, કરે સંત થઈ જાણ ॥૪૯૪॥
જેને પોતાનાં ગણે, તેને દે બહુ દુઃખ
ભૂખ ભક્તિની હોય તો, દે પછી અનહદ સુખ ॥૪૯૫॥
દે ઔષધ દુઃખ ટાળવા, બહાર ન લાવે મ્હેર
પણ અંતરનું હેત તો, કહો કહું કઇ પેર ? ॥૪૯૬॥

રાજી થઈ દુઃખ ભોગવે, તો રાજી બહુ રામ,
દુઃખ ગણી દુઃખ ભોગવે, તો પણ પામે ધામ ॥૪૯૭॥
પણ હું પદ જેમાં નથી, તેમાં પોતે રામ
સૂરવીર સામો ચડે, કરે વેષ ધરી કામ ॥૪૯૮॥
પણ હું પદ જેમાં રહ્યું, પણ પામ્યાની હામ
તે પણ દુઃખથી પામશે, જો તજશે નહિં શ્યામ ॥૪૯૯॥
પૂર્ણ ભરોંસો પ્રભુ પરે, વળિ હુંપદ નહિં લેશ
છાના રામ હૃદય રમે, બ્હાર ભક્તનો વેશ ॥૫૦૦॥
સૂરવીર ભક્તિ કરે, નહિં કાયરનું કામ
હિંમ્મત જો છાંડે નહિં, તો પત રાખે રામ ॥૫૦૧॥
સગાળશા ચંગાવતી, હતા હરિનાં ભક્ત
જો તેવી ભક્તિ કરો, તો જખ મારે જક્ત ॥૫૦૨॥
રામ ભરોંસે જે રહે, તેજ રામનો દાસ
રામ ભરોંસો જે તજે, તેનો નરકે વાસ ॥૫૦૩॥
ભક્ત ભજે છે રામને, રામ ભજે છે ભક્ત
ભક્ત રામ ન્યારા નથી, જાણે નહિં તે જકત ॥૫૦૪॥
સગુણ વિષે નિર્ગુણ નથી, નિર્ગુણ વિષે ન સગુણ
દેહભાન લગિ સગુણ ભજ, પછી હંશઃ નિર્ગુણ ॥૫૦૫॥
હણવા હુંપદ ભ્રાંતિને, નિશ્ચય કર હરનામ
ભ્રાંતીથી ભ્રાંતી હણી, અવિગત પદને પામ ॥૫૦૬॥

સગુણ તજી નિર્ગુણ ભજે, તેજ સગુણનો દેવ
સગુણ ભજે નિર્ગુણ તજી, દુષ્ટ રહે તો ટેવ ॥૫૦૭॥

સગુણ તજી નિર્ગુણ ભજે, તેની ટળે ન ભ્રાંત
સગુણ ભજે નિર્ગુણ તજી, તે નિર્ગુણમાં સાંત ॥૫૦૮॥

મન મુંઝાવી મારવા, કહ્યા શબ્દ બહુ ગૂઢ
જાણે જીવન સર્વમાં, જાણે જીવન મૂઢ ॥૫૦૯॥

અગુણ સ્વભાવ વિષે સદા, રહે છે સગુણી સંત
સમજ સરવ તે આપશે, જે લે જગનો અંત ॥૫૧૦॥

બ્હાર અતી નિર્દયપણું– અંતર દયા અપાર
એજ હરિ ગુરૂ સંત છે, વંદુ વારમ્વાર ॥૫૧૧॥

બ્હાર બતાવે બહુ દયા, અંતર દયા ન લેશ
સંત ગુરૂ એ લાલચૂ, છે માયાનાં વેશ ॥૫૧૨॥

બહાર અતી નિર્દયપણું, અંતરમાં પણ તેમ
એવા જનને ઓળખી, કદી કરે નહિં પ્રેમ ॥૫૧૩॥

બ્હાર બતાવે બહુ દયા, અંતરમાં પણ તેમ,
એવા જનને ઓળખી, કરો ખરો સહુ પ્રેમ ॥૫૧૪॥

બ્હાર અતી નિર્દયપણું, અંતર દયા અપાર
સ્વારથને જે ત્યાગશે, તે જીત્યો સંસાર ॥૫૧૫॥

બ્હાર બતાવે બહુ દયા, અંતર દયા ન લેશ
પડે નર્કમાં સ્વાર્થથી, દે જગને ઉપદેશ ॥૫૧૬॥
સંત થકી સદ્ગુરૂ મળે મળે ગુરૂથી બ્રહ્મ
સંત ગુરૂ હરિ ચર્ણમાં, રહેવા કર પરિશ્રમ ॥૫૧૭॥
સંત સેવથી ગુરૂ મળે, મળે ગુરૂથી ભગવંત
સેવી હરિ ગુરૂ સંતને, લે તું તારો અંત ॥૫૧૮॥
હરિમાં પ્રીતી હોય તો, મન લેપાય ન ક્યાંઈ
અખંડ સુખને પામતાં, પડે ન જગ દુઃખ માંહિં ॥૫૧૯॥
સંત ગુરૂ નિસદિન ગમે, ગમે બ્રહ્મની વાત
ન લેપાય નિજ સરિરમાં, એજ જગતનો તાત ॥૫૨૦॥
જાણે જગ નિજ અંગમાં, તે પણ ભ્રાંતી રૂપ
સહુને સુખ કરવા રમે, ગોકુળ એજ અનૂપ ॥૫૨૧॥
સંત ગુરૂ હરિ સેવતાં, લાજ ગઈ તો રઇ
ચોરી દારિ જુગારિમાં, લાજ રઈ તો ગઇ ॥૫૨૨॥
દુંપદ હઠી સંહારવા, ઉપાય કરવા ક્રોડ
સંત ગુરૂ હરિ સેવતાં, મટશે મનની દોડ ॥૫૨૩॥
ઈષ્ટ એક નિશ્ચય કરી, નિરાધાર ઉર ધાર
ધીર ધરી ફરિ છોડ માં, તજી દે અવર વિચાર ॥૫૨૪॥
ક્રોડ ઉપાય કરો ભલે, મન અમન નહિં થાય,

આશ તજો ને હર ભજો, તો ઘટ રામ લખાય ॥૫૨૫॥
એક પલક હરિને તજો, તો માયા દુઃખદાઈ
અગુણ-સગુણ હરિગુણ ગ્રહો, તો માયા સુખદાઇ ॥૫૨૬॥
જો પીવત હે પ્રેમરસ, તાકો રૂચિ ન આન
ગોકુલગોપી એકરસ, ગોવિંદસેં ગુલતાન ॥૫૨૭॥
હુંપદને હણવા વિના, ડહાપણ કર તે ફોક
વાત કરે આનંદની, ટળે ન દિલનો સોક ॥૫૨૮॥
હુંપદને હણનાર તું, પ્રગટયો અંતર બ્હાર
ગમ્યો શુભ ગોકુળમાં, જય સખિરામ ઉદાર ॥૫૨૯॥
હરિ સેવતાં ગુરૂ મિલે, ગુરૂ સેવતાં સંત
સંત ગુરૂને સેવતાં, તું થા આપ અનંત ॥૫૩૦॥
હુંપદ ઊભું થાય તો, સુંજે ભોગ વિલાસ
ત્રાસ પડે નહિં પાપમાં, નહિં હરિપર વિશ્વાસ ॥૫૩૧॥
સુભગુણથી તુજમાં રમે, તેને હૃદયે દેખ
જે રમે અસુભગુણ થકી, તેને દુઃખિયો લેખ ॥૫૩૨॥
સંત–ગુરૂ–હરિચર્ણમાં, વિપ્ર–તીર્થ–હરિસ્થાન
ત્યાં પણ અભિમાની રહે, તેહ દુષ્ટ અજ્ઞાન ॥૫૩૩॥
હરિ હરિ તો સહુ કહે, પણ મન હરિથી દૂર
અભંગપદ આનંદનું, ક્યાંઈક પ્રગટે નૂર ॥૫૩૪॥

જ્યાં લગિ હું હરિને ભજું, ત્યાં લગિ નહિં આનંદ
હું ટળિને હરિને ભજું, તો હું હરિ સુખકંદ ॥૫૩૫॥
આનંદ આ ઊંડો બહુ, સમજે અવર ન કોય
સમજનાર છેટો નથી, તે દીઠે તું ન હોય ॥૫૩૬॥
હરિ ભજતાં પણ હું રહ્યો, તો હું વળિ પડનાર
હુંપદ તજિ હરિને ભજે, તેજ હરિ ભજનાર ॥ ૫૩૭॥
આતમ જેને ઉર વસ્યો, તેને ઉર જગ નાહિં
આતમરૂપે તે રહ્યો, જગત ભ્રાંતિ તે માંહિં ॥૫૩૮॥
જાય થાય ઠેરી રહે, તે સહુ તેમાં ભ્રાંત
વિકાર આતમમાં નહીં, અથાગ અવિચળ સાંત ॥૫૩૯॥
હરિપર વિશ્વાસી રહે, તો જખ મારે લોક
ભજન કરે વિશ્વાસવિણ, તો ન ટળે દિલ સોક ॥૫૪૦॥
નિભે પ્યાર વિશ્વાસથી, વિસવાસે સુખ થાય
વિસવાસજ શિવરૂપ છે, ભક્ત હૃદયે સમાય ॥૫૪૧॥
રાવણ-ભ્રાંતિ રામમાં, રામ ભ્રાંતિ હણનાર
જીવ હણે તે શિવ સદા, સગુણ—અગુણ ઊરધાર ॥૫૪૨॥
પૂરે સહુની કામના, તોપણ સદા અકામ
ગોકુલગોપી પ્રેમથી, પામી સુંદર શ્યામ ॥૫૪૩॥

---

**ગોકુલજ્ઞાનગણીત પ્રથમ ભૂમિકા સમાપ્ત.**

## છપ્પા

પ્રેમી મારો પુત્ર, સદા ત્યાગી મમ સ્વામી
બેય પાસ આધીન, થતાં ટાળે સહુ ખામી
બડો પુત્ર જો થાય, તન મારૂં તો ત્યાગે
પતિ પ્રેમી તો થાય, તન મારૂં જો માગે
હું પ્રેમીને ત્યાગી કરૂં, ત્યાગી પ્રેમી થાય છે
ગોકુલગોપી અદ્વૈતપદ, કૃષ્ણદેવને શ્હાય છે.

સાવ અકર્મી ઈશ, અકર્મી ભજે અકર્મી
સહુથી કર્મી ઈશ, ભજે કર્મી તો કર્મી
સાવ અકર્મી ઈશ, અકર્મી જાણે મર્મી
સહુથી કર્મી ઈશ, મર્મ નવ જાણે કર્મી
અકર્મીજ કર્મ તજાવશે, કર્મી કર્મ વધારશે
સખિરામ કર્મ એવાં કરો, અકર્મીજ ગોકુલ વસે.

કરી રાંડની પક્ષ, પ્યારિ શાંતિ કાં ખોઈ ?
અસતગુરૂને લક્ષ, રહ્યો માયામાં મોહી
મમતા ધારી માત, ભવોભવ જે ભટકાવે
અહંપદ ધાર્યો તાત, સ્વાર્થથી પાપ કરાવે
અતિ બાળબચ્ચાંનો સાથ, તે કામ લોભાદિ ક્રોધિનો
ક્રોડ જન્મનો સબંધ તજ, ગોકુલ હરિવિરોધિનો.

